



# શ્રીમદાદ્યશંકરાચાર્ય

દુર્ગાશંકર ક. દવે બી. એ.
લેખક



# શ્રીમદાદ્યશંકરાચાર્ય

લેખક

રા. રા. દુર્ગાશંકર કલ્યાણજી દવે. બી. એ.
જાદવજી વૈદ્યની શેરી—દ્વારકા.

પ્રથમ આવૃત્તિ          પ્રત ૧૦૦૦

एको देवः सर्व भूतेषु गूढः
सर्व व्यापी सर्व भूतान्तरात्मा ।
कर्माध्यक्षः सर्व भूताधिवासः
साक्षी चेता केवलो निर्गुणश्च ॥



સંવત ૧૯૮૫ના વૈશાખ સુદ ૫.    તા. ૧૩મી મે ૧૯૨૯

કિંમત રૂા. ૦-૬-૦



રા૦ બ૦ ચંદ્રવિદ્યાનંદ શ્રીકૃષ્ણાનંદ પંડયા બી. એ.
રિટાયર્ડ એસિસ્ટંટ સેક્રેટરી ટુ ધી ગવરમેંટ ઓફ બોમ્બે, સુરત.

# અર્પણપત્રિકા



પરમ મુરબ્બી શ્રી રાવ બહાદુર,

ચંદ્રવિદ્યાનંદજી શ્રીકૃષ્ણાનંદ પંડયા.

સુરત.

આપના ધર્માનુરાગ અને વિદ્યાવ્યાસંગ અનુપમ છે. કુદરતે આપના નામમાં વિદ્યાનો અને આનંદનો યોગ મૂકેલ છે; અને તે નામ પ્રમાણેજ આપ ખરેખર સ્વભાવથી પણ સુંદર છો. આપના સમાગમમાં આવનાર સજ્જનોમાં આપની વિદ્વત્તા અને આપના સુશીલ સ્વભાવ વડે ચંદ્ર જેવી શાંતિ ફેલાવો છો. આપ શાંત સેવા અને ગુપ્તદાનના પક્ષપાતી છો.

તેથી આપના જેવા પરમ ધાર્મિક, સચ્ચારિત્ર્યશીલ અને સંસ્કારી ગૃહસ્થને હિંદના મહાન ધર્મોપદેશક ભગવાન્ ભાષ્યકાર 'શ્રીમચ્છંકરાચાર્યનું જીવનચરિત્ર' અર્પણ કરવાનો ઉદ્દેશ રાખ્યો છે, તે આપ અંગીકાર કરશો.

આપનો ગુણાનુરાગી

દ્વારકા
તા. ૧-૪-૨૯ } દુર્ગાશંકર કે. દવે.

# મહામહોપાધ્યાય હાથીભાઈ શાસ્ત્રીના
# પ્રાસ્તાવિક બે બોલ.

---

ભગવાન્ શ્રી શંકરાચાર્ય જેવા મહાપુરુષનું જીવનવૃત્ત લોકોને અવશ્ય જાણવા યોગ્ય છે. તેમનું હિંદીમાં સંક્ષિપ્તજીવન પંડિત સ્વામીએ લખ્યું છે પણ તે શ્રી શંકરદિગ્વિજય ઉપરથી બહુજ ટુંકું માત્ર ૧૪ પૃષ્ઠમાં નિરૂપિત હોવાથી ચરિત્ર તરીકે ઉપયોગી ગણાવા યોગ્ય નથી.

ગુજરાતી પ્રજાને ગુજરાતી ભાષામાં ભગવાન્ શંકરાચાર્યનું જીવનવૃત્ત જાણવાને દવે દુર્ગાશંકર બી. એ.નો આ નિબંધલેખનશ્રમ ઘણોજ ઉપયોગી થવા યોગ્ય છે, એટલુંજ નહિં વિશેષમાં આ લેખ પાશ્ચાત્યશૈલી અનુસાર લખાએલ હોવાથી ઇતિહાસના અભ્યાસી જનોને પણ અવલોકનાર્હ છે એમ અનુક્રમ જોતાં જણાઈ આવે છે.

'શ્રી શંકરાચાર્યના સમયમાં દેશની સ્થિતિ' આવા શીર્ષકવાળા પ્રકરણમાં 'જેમ કોઈ કહે કે–હમણાંની પેઠે પૂર્વકાળમાં પણ મનુષ્યમાં દેવોના સાક્ષાત્કારનું સામર્થ્ય નહોતું, હમણાં જેમ કોઈ સાર્વભૌમ રાજા છે નહિ તેમ કોઈ પણ કાળે સાર્વભૌમ રાજા નહોતો' ઇત્યાદિ ભગવાન્ શંકરાચાર્યે શારીરક ભાષ્યમાં આપેલા વર્ણનથી તેમના સમયમાં સમગ્ર ભારતવર્ષનો કોઈ ચક્રવર્ત્તી રાજા નહોતો'–એવા તત્સામયિક સ્થિતિના સ્વરૂપદર્શક પ્રસંગો બતાવવામાં લેખકે પોતાના શ્રમની વિશિષ્ટતા દર્શાવી છે, જેથી આ લેખ વિદ્વાનોનાં પણ ધ્યાન ખેંચે તેવો હોઈ મુદ્રિત થઇ પ્રસિદ્ધ થવા લાયક છે.

**શાસ્ત્રી હાથીભાઈ હરિશંકર, જામનગર.**

# પ્રસ્તાવના



મનુષ્ય જીવનને ઉત્કૃષ્ટ બનાવવામાં મહાપુરુષોનું જીવનચરિત્ર એક ઉત્તમ સાધન છે. વિલાસી વાંચન પ્રત્યે ઢળેલી જનતાની અભિરૂચિને જીવનચરિત્ર વિશુદ્ધ વાંચન તરફ વાળે છે. શ્રીમદાદ્યશંકરાચાર્ય જેવા જ્ઞાનમૂર્તિ, સૌમ્યમૂર્તિ અને ત્યાગમૂર્તિ પુરુષના ઉત્કૃષ્ટ જીવનની કથા કોઈ સમર્થ વિદ્વાનના હાથે લખાવાની ઘણા કાળથી મને જરૂર જણાઈ હતી. જેટલે દરજ્જે જનસમાજમાં શ્રીમદાદ્યશંકરાચાર્ય મહારાજનું પુણ્યનામ પ્રસિદ્ધ છે તેટલેજ દરજ્જે તેઓશ્રીનું અદ્‌ભુત જીવનચરિત્ર અપ્રસિદ્ધ છે. આ અનિષ્ટ વસ્તુસ્થિતિ દૂર કરવાનો આ પુસ્તકનો ઉદ્દેશ છે.

૨. ઇ. સ. ૧૯૧૭માં દ્વારકામાં શારદાપીઠ સંસ્થાન તરફથી 'શ્રીમચ્છંકરાચાર્યનો જીવન સંદેશ' એ વિષય ઈનામી નિબંધ માટે જાહેર થયેલ હતો. તે પ્રસંગે નિબંધની તૈયારી માટે આચાર્યશ્રીના જીવનને લગતું કેટલુંક સાહિત્ય વાંચેલું હતું; અને તે ઈનામ મેળવવા પણ સદ્‌ભાગી થયેલ હતો. તે દિવસથીજ આચાર્યશ્રી પ્રત્યે અપૂર્વ આદરભાવ ઉત્પન્ન થયો હતો અને તેઓશ્રીનું સંપૂર્ણ જીવનચરિત્ર લખવાનો વિચાર મનમાં ઘોળાયાં કરતો હતો. ફરીને ઈ. સ. ૧૯૨૭ની સાલમાં દ્વારકા હાઈસ્કૂલની વ્યાખ્યાનમાળાને અંગે 'શ્રીમચ્છંકરાચાર્ય' એ નિબંધ તૈયાર કરવાનું મારે શિર આવ્યું. તેથી સંસ્કૃત ગુજરાતી મરાઠી વગેરે

ભાષામાંથી આચાર્યશ્રીના જીવનને લગતું જે સાહિત્ય ઉપલબ્ધ થયું તેનો અભ્યાસ કરી એક લેખ તૈયાર કર્યો. આ લઘુ પુસ્તક આ પ્રયાસનેજ આભારી છે.

૩. ભાષ્યકાર આચાર્યશ્રીનું જીવનચરિત્ર લખવામાં ત્રણ મુશ્કેલીઓ મને સવિશેષ જણાઈ છે. પ્રથમ તો આચાર્યશ્રીના જીવનના અનેક પ્રસંગો સંબંધી વિદ્વાનોમાં મતભેદ પ્રચલિત છે. તેમાં નિર્ણય કરવાનું કાર્ય ઘણુંજ કઠિન છે. બીજું સંસ્કૃત સાહિત્યમાંથી જે કંઈ સાધનો મળે છે તે ઐતિહાસિક દૃષ્ટિથી જીવન ચરિત્રલખવા માટે સંપૂર્ણ નથી. ત્રીજી મુશ્કેલી આચાર્યશ્રીનું જીવનચરિત્ર કેવળ અવતારી પુરુષ અને દૈવી અંશ તરીકે રજુ કરવામાં આચાર્યશ્રી પ્રત્યેના પૂજ્યભાવને લીધે અતિશયોક્તિ થઈ જવાનો પૂર્ણ ભય રહે છે. આ બધી મુશ્કેલીઓનો વિચાર કરી તટસ્થભાવે આ ચરિત્ર લખવા પ્રયાસ કરેલ છે. તે પ્રયાસ કેટલે દરજ્જે સફળ થયેલ છે તે જોવાનું કાર્ય વાંચકોનું છે.

૪. જગદ્‌ગુરુના વેદાંત જ્ઞાનનું યથાર્થ નિરૂપણ કરવાનું કાર્ય આ લેખને અંગે બની શકેલ નથી. માત્ર તે પ્રત્યે અંગુલિ નિર્દેશ કરેલ છે. તેઓશ્રીના અદ્‌ભુત અને ઉત્તમ જીવન ચરિત્રમાંથી વાંચકને કંઈ પણ પ્રેરણા મળશે તો લેખકનો શ્રમ સાર્થક ગણાશે.

દ્વારકા
તા. ૧–૪–૨૯

લેખક

# અનુક્રમણિકા



# શ્રીમદાદ્યશંકરાચાર્ય

મહાત્માઓના જીવનચરિત્રોમાં અગાધ પ્રેરણા સમાયેલી હોય છે. તેઓનું કલ્યાણમય જીવન ભગવાન ભાસ્કરની જેમ આત્માના અંધકારને દૂર કરે છે; અને પ્રાણીઓના પ્રાણને ઉજ્જવળ કરે છે. તેઓના જીવન પ્રવાહમાંથી અનુપમ અમૃત ઝરે છે. તેથીજ મહાત્માઓના જીવનચરિત્રો જાણુવા આપણને પ્રબળ ઈચ્છા થાય છે. જોકે મહાત્માઓનું જીવનચરિત્ર સદા વિવિધતાવાળું હોતું નથી પરંતુ તેમાં ઉત્તમ પ્રતિનો હેતુ સદા સર્વદા સમાયેલો હોય છેજ. તેથીજ યૂરોપમાં પ્લેટો, શોપેનહાર, સોક્રેટીસ અને આ દેશમાં બુદ્ધ, શંકર, રામાનુજ, વલ્લભ વગેરેના પુણ્યશાળી નામો સૌ સપ્રેમ સંભારે છે. પરંતુ તે સંસ્મરણો હૃદયમાં ભીનાં રાખવા માત્ર કોઈ છિન્નભિન્ન વૃત્તાંતો, દંતકથાઓ, શિલાલેખો અને પ્રશસ્તિપટોથીજ સંતોષ માનવો પડે છે. ઉલટું અપૂર્ણ વૃત્તાંતોથી સહૃદયજનોને ખેદ થાય છે. વિશેષમાં જે કંઈ ચરિત્રો મળી આવે તેમાં પણ શ્રદ્ધાના પાયાપર રચાયેલા કથાના ચણતરો હોવાથી ઐતિહાસિક તત્ત્વનું સંશોધન કઠિન થઈ પડે છે.

કપિલવસ્તુના સંસ્કારી રાજકુમાર બુદ્ધ ભગવાન પછી આર્યાવર્તમાં કોઈ મહાન પુરુષનું દર્શન થયું હોય તો તે સ્વામિશ્રી શંકરાચાર્યનું છે. તેમના જીવન સંબંધી નીચેના સંસ્કૃત પુસ્તકો કંઇક પ્રકાશ પાડે છે. માધવાચાર્યકૃત શંકર દિગ્વિજય, શ્રી આનન્દગિરિકૃત શંકર દિગ્વિજય, શ્રીમદ્વિદ્યારણ્ય સ્વામિકૃત શંકર દિગ્વિજય, ચિદ્વિલાસકૃત શંકર દિગ્વિજય

અને સદાનંદમિશ્રકૃત શંકર દિગ્વિજય. આ પુસ્તકોમાં શ્રીમદ્ વિદ્યારણ્ય સ્વામિકૃત સંક્ષેપ શંકરવિજય વધારે પ્રમાણભૂત મનાય છે. ઉપર્યુક્ત ગ્રંથોને આધારે જગદ્ગુરુના ચરિત્રો હિંદુસ્તાનની બીજી મુખ્ય મુખ્ય પ્રાંતીય ભાષાઓમાં તથા અંગ્રેજીમાં પણ પ્રકટ થયેલ છે. આ પુસ્તકોને આધારેથી–અવલોકનથી–શંકરાવતાર પહેલાં આર્યાવર્તની શું સ્થિતિ હતી તેનો ચિતાર આપણને મળે છે.

બૌદ્ધધર્મે તેના નવા હરિફ વૈદિક ધર્મ સામે કેવી મોટી બાથ ભીડી હતી તે શંકર દિગ્વિજયમાં શ્રીમાધવાચાર્યે વર્ણવેલ સ્થિતિ ઉપરથી સ્પષ્ટ જણાય છે. તે વર્ણન આ પ્રમાણે છે.

જ્યારે મહાદેવ કૈલાસ પર્વત ઉપર બેઠા હતા ત્યારે દેવલોકોએ નમન કરી પ્રાર્થના કરી કે વિષ્ણુના અવતારરૂપ બુદ્ધ ભગવાનના અનુયાયીઓ–સુગતો–બૌદ્ધો લોકોને વિપથ માર્ગે દોરી જાય છે. દર્શનશાસ્ત્રોનો તિરસ્કાર કરે છે અને નવા શાસ્ત્રો રચે છે. વર્ણ અને આશ્રમની નિંદા કરે છે. બ્રહ્મજ્ઞાનીઓનો ઉપહાસ કરે છે અને વેદોને આજીવિકાના સાધન રૂપ ગણાવે છે. સંધ્યાદિક નિત્યકર્મ કોઈ કરતું નથી. યજ્ઞ એ બે અક્ષરના કેવલ શ્રવણથીજ, સૌ પોતાનું મુખ ફેરવી જાય છે. તે લોકો પૃથ્વીમાં ચારે તરફ ફેલાઇ ગયા છે. આવી સ્થિતિમાં યજ્ઞાદિ કાર્યો કેવી રીતે બને શકે? જેમ દુષ્ટો દયાને સર્વથા ત્યજી દે છે તેમ આ લોકોએ યજ્ઞને ત્યજી દીધા છે. ભૈરવના ઉપાસકો અને મલિન કાપાલિકો બ્રાહ્મણોના મસ્તકો કાપી જાણે કમળપૂજા કરતા હોય તેમ જણાય છે. તેઓ સ્વચ્છંદી થઇ ગયા છે. આ પ્રકારના અનેક દુષ્ટ મલિન પંથોએ જગતને આવરી લીધું છે. માટે હે દેવ! કૃપા કરી વૈદિક ધર્મનો પુનરુદ્ધાર કરો અને જગતને સુખી કરો.

# ૧-શાંકરજન્મ-કાળનિર્ણય

આ કથામાંથી અતિશયોક્તિ કે કલ્પનાનો ભાગ કાઢી નાંખીએ તો શ્રી શંકરાચાર્યના જન્મ પૂર્વની સ્થિતિનું ચિત્ર મળે છે. બૌદ્ધ ધર્મ ભારતવર્ષમાં ચારે તરફ ફેલાઇ ગયો હતો. ભૈરવો મનુષ્યનું બલિદાન કરી શકે તેવી પ્રબળ જાતિ હતી. રાજ્યમાં બધે દુર્વ્યવસ્થા અને અંધાધુંધી હતી. સમાજની પ્રગતિ અટકી પડી હતી. વેપારનો વિકાસ અશકય હતો. અનેક પ્રકારના વહેમોએ લોકોના હૃદયમાં ઘર કર્યું હતું. ટુંકમાં દરેક પ્રકારની પ્રગતિ બંધ હતી; અને કેવળ ધર્મ પ્રવૃત્તિ એજ લોકોનું કેન્દ્ર હતું. તેથી અનેક દુષ્ટ પંથો અને મલિન મતો ઉત્પન્ન થવા પામ્યા હતા. આ બધામાં બૌદ્ધ, જૈન અને બ્રાહ્મણ ધર્મો મુખ્ય હતા. પરંતુ કાર્તિકસ્વામિના અવતાર મનાતા આસામ અથવા તામિલના રહેવાસી *કુમારિલભટ્ટે બૌદ્ધ મતનું ખંડન ઉગ્ર સ્વરુપે કરવા માંડયું.

*આ કુમારીલ ભટ્ટની કથા નીચે પ્રમાણે છે. બૌદ્ધ ધર્મનું પ્રબળ એટલું બધું હતું કે બ્રાહ્મણો તેની સામે શાસ્ત્રાર્થમાં જીતી શકતા ન હતા કારણ કે બૌદ્ધો વિદ્યાર્થીઓને પોતાના ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરાવતા નહોતા. જ્યાં-સુધી કોઈ તેનું સમ્યગ્ અધ્યયન કરી શકે નહિં ત્યાંસુધી તેનું ખંડન પણ અશક્ય હતું. તેથી કુમારિલ ભટ્ટ ગુપ્ત વેશે એક બૌદ્ધ વિહારમાં રહ્યા અને બૌદ્ધ તરીકે બૌદ્ધ ધર્મના સિદ્ધાંતોનો અભ્યાસ કર્યો. તેમના ગુરૂ વારંવાર વેદ ધર્મની નિંદા કરતા હતા. તેથી કુમારિલ ભટ્ટને ઘણી ગ્લાનિ થતી હતી. એક વખતે શ્રુતિઓના ઉપહાસને લીધે તેઓ રૂદન કરતા હતા તે બૌદ્ધ પંડિતોએ જોયું. તેથી કુમારિલ ભટ્ટ ઉપર તેઓને શક જવાથી તેને બાંધી અગાસી ઉપરથી ફેંકી દેવામાં આવ્યા. પ્રાણ તો ન ગયા પણ એક ચક્ષુનો નાશ થયો. ત્યારપછી તેમણે પ્રબળ રીતે બૌદ્ધ ધર્મનું ખંડન કરવું શરૂ કર્યું. આ ગુરુદ્રોહ થવાથી બ્રાહ્મણોએ તેમને પ્રાયશ્ચિત તરીકે તુષાગ્નિમાં પ્રવેશ કરવાની વિધિ દર્શાવી. જ્યારે શંકર ભગવાન સાથે કુમારિલ ભટ્ટને પ્રથમ મેળાપ થાય છે ત્યારે તેઓ તુષાગ્નિમાં પ્રવેશ કરતા હતા.

આ કુમારિલભટ્ટના શાસ્ત્રાર્થને લીધે બ્રાહ્મણો અને બૌદ્ધોનું વૈમનસ્ય વધી પડયું હતું. આ અરસામાં આચાર્યશ્રીનો જન્મ દક્ષિણમાં થયો.

તેઓશ્રીની જન્મભૂમિ સંબંધી સામાન્ય રીતે બે મતો પ્રચલિત છે. કેટલાકના મત પ્રમાણે તેઓશ્રીની જન્મભૂમિ ચિદંબરમ ગણાય છે. પરતુ મોટો ભાગ આચાર્યના જન્મસ્થાન તરીકે મલબાર પ્રાંતમાં ત્રાવણકોર સંસ્થાનની ઉત્તર હદ પર પૂર્ણા નદીને તીરે આવેલા કાલદી અથવા કાલટી ગામને ગણાવે છે. આ પૂર્ણા નદીને તીરે મોટો ઓવારો બાંધ્યો છે. ઓવારા ઉપર આચાર્યની માતા જે વટવૃક્ષની પ્રદક્ષિણા કરતાં હતાં ત્યાં પથ્થરની પાયરીઓ કરી નદીની સન્મુખ એક ભવ્ય મંદિર બાંધી ત્યાં ગણપતિની સ્થાપના કરી છે. ત્યાંજ આચાર્યની માતાની દહન ભૂમિ છે. ત્યાં આગળ વર્તુલાકાર એક કુંડ બાંધી તેમાં બિલ્વવૃક્ષ રોપ્યું છે. તેની ડાબી જમણી બન્ને બાજુએ ષટ્કોણાકાર દેવળો બાંધી તેનાપર સુવર્ણ કળશો ચઢાવ્યા છે. શૃંગેરીમઠના શંકરાચાર્ય શ્રી શિવાભિનવ નૃસિંહભારતી સ્વામીએ સવત્ ૧૯૬૬ના માઘ શુક્લ ૧૨ દ્વાદશી સોમવાર ૨૧–૨–૧૯૧૦ ના રોજ એક લાખ રૂપિઆ ખર્ચી પૂર્વના મદિરમાં શારદાંબાની અને પશ્ચિમના મદિરમાં આદ્યશંકરાચાર્યની મૂર્તિની સ્થાપના કરી છે, તેથી હવે આચાર્યશ્રીની જન્મભૂમિ સંબંધી લગભગ નિર્ણય થઇ ગએલ છે.

પરંતુ આચાર્યશ્રીનો સમય ઘણો વાદગ્રસ્ત મનાય છે. આમ થવાના અનેક કારણો છે; અને તેથી તેમના સમય માટે ભિન્નભિન્ન કાળની ગણત્રી કરવામાં આવેલી છે. કેટલાકના મતો તો કેવળ ઉપહાસ પાત્ર છે. હેમસન તેના "મીસેલેનીયસ એસેઝ" નામના ગ્રંથમાં પ્રથમ ભાગના ૩૨૩મા પૃષ્ટ ઉપર જણાવે છે કે શંકરાચાર્ય ઈ. સ. પૂર્વે ૮૦૦માં હોવા જોઈએ; અને પ્રાચીન શંકરદિગ્વિજય ઈ. સ. ૧૧૪૭ની સાલમાં

ગુજરાતના રાજા કુમારપાળની સભામાં પંડિત હેમચંદ્ર સાથે શંકરાચાર્યનો વાદવિવાદ થયાનું જણાવે છે. બીજા લેખકો ઉપર જણાવેલા લગભગ ૨૦૦૦ વર્ષના ગાળામાં જુદો જુદો સમય પ્રતિપાદન કરે છે. શારદા-પીઠાધીશ્વર શાંત્યાનંદજી મહારાજની યુધિષ્ઠિર શકની ગણત્રી પ્રમાણે ઈ. સ. પૂર્વે ૪૦૦માં શંકર સમય આવે છે. શંકર દિગ્વિજય ઉપરથી ઈ. સ. પૂર્વે ૨૦૦નો કાળ આવે છે અને શૃંગેરી મઠના ગુરુ પરંપરા ઉપરથી પણ એજ કાળ નીકળે છે. ડૉ. ફ્લીટ, ડૉ. ભાંડારકર તથા કૈ. ન્યાયમૂર્તિ તેલંગ, આચાર્યનો કાળ ઈ. સ. નો ૬ઠ્ઠો સૈકો માને છે. રા. બા. કમળા-શંકર ત્રિવેદીએ કેટલાક ઉતારા આપ્યા છે તે ઉપરથી જણાય છે કે છઠ્ઠા સૈકાનો અંત અને સાતમા સૈકાનો આરંભ શંકર સમય હશે. શંકર મંદારસૌરાભ, શંકરાભ્યુદય, શંકરાચાર્ય ગુરૂપરંપરાવર્ણન, દર્શનપ્રકાશ (શંકર પદ્ધતિ) સૌભાગ્યચંદ્રોદય, તાત્પર્યનિર્ણય, બ્રહ્માનંદકૃત શંકરવિજય વગેરે ગ્રંથો, સંપ્રદાયવેત્તાઓ અને હરદાસોના પ્રમાણોનો વિચાર કરી શ્રી. મણિશંકર હરિકૃષ્ણ શાસ્ત્રી એમ ઠરાવે છે કે કલિ ૩૮૮૯ શાકે ૬૧૦માં શંકરાચાર્યનો જન્મ થયો અને કલિ ૩૯૨૧ શાકે ૬૪૨માં સમાધિસ્થ થયા. તેમણે ગતકલિ ૨૬૩૧થી ૨૬૬૩ સુધીનો શંકરાચાર્યનો કાળ માનવામાં વિદ્વાનોની કેવીરીતે ભૂલ થયેલી તેની પણ સ્પષ્ટના કરી છે. કેરલોત્પત્તિ નામના ગ્રંથ ઉપરથી તથા પ્રો. પાઠકના મતથી શંકરાચાર્યનો કાળ આઠમાશતકના પૂર્વાર્ધમાં ઠરે છે. શ્રી નિવાસ આયંગર આઠમા સૈકાનો ઉત્તરાર્ધ કાળ શંકરસમય માને છે. પ્રો. વિલસન ઈ. સ. ૮૦૦થી ૯૦૦ સુધીમાં શંકરાચાર્ય વિદ્યમાન હશે એમ માને છે. પંડિત વૈંકટરામ ઈ. સ. ૮૮૮માં શંકર જન્મ હશે એમ જણાવે છે. ઉપર ગણાવેલ લેખકો ઉપરાંત આચાર્યનો જન્મ નક્કી કરવા વાસ્તે સી. વી. પીચુ આયર કોચીન રાજ્યના સરકારી જ્યોતિષિએ જન્મકુંડલી અને કેરલ દેશના બીજા

ઉલ્લેખો ઉપરથી પ્રબળ પ્રયત્ન કરેલ જણાય છે. તે ઉપરથી આચાર્યશ્રી આઠમાશતકના પૂર્વાર્ધમાં થઈ ગયા હોય તેમ જણાય છે. આ પ્રમાણે ઈ. સ. પૂર્વે ૮૦૦થી ઈ. સ. ના ૧૧ સૈકા સુધીના જુદા જુદા કાળને શંકર સમય તરીકે ગણવા વિદ્વાનો પ્રેરાયેલ છે તેના મુખ્ય બે કારણો છે. એકતો કલિકાળ અને યુધિષ્ઠિર શકની સેળભેળ અને બીજું શંકરાચાર્યના શિષ્યોમાં અદ્યાપિ પર્યંત શંકરાચાર્ય નામ ધારણ કરવાની પ્રથા. આ પ્રથાને લીધે આદ્યશંકરાચાર્ય પછીના આચાર્યો પોતાનું સંપૂર્ણ નામ ન લખતા અથવા સામાન્ય જનતા તેઓને શંકરાચાર્યના નામથીજ સંબોધતી, તેથી તેઓના કાળને પણ ભગવાન શંકરનો કાળ માની લેવાની કેટલાકો ભૂલ કરે છે. હાલ જેમ શાલીવાહન શક અને વિક્રમ સંવત્ બન્ને કાલમાનોનો સ્વીકાર થાય છે તેમ યુધિષ્ઠિર રાજાના વખતથી નવો શક શરૂ થયો હતો અને કલિકાળ પણ તેજ અરસામાં, એટલે પરીક્ષિત રાજાના સમયથી, શરૂ થયો હતો. તે બન્ને કાળમાં ભેળસેળ થવાથી ૨૦૦ વર્ષની ગણત્રીમાં ભૂલ આવે છે. આ બે બાબતોનો વિચાર કર્યા પછી આપણને શંકરાચાર્યના કાળ સંબધી બેજ પ્રશ્નોનો ઉકેલ રહેશે. એક મત ઈ. સ. પૂર્વે ૧૦૦–૨૦૦ વર્ષે ગણાવે છે, અને બીજો મત વહેલામાં વહેલો છઠ્ઠા સૈકાનો અંત અને મોડામાં મોડો આઠમા સૈકાના ઉત્તરાર્ધકાળ ગણાવે છે. આ બન્ને મતો ઐતિહાસિક પુરાવાની કસોટીએ કેટલે દરજ્જે ઉભા રહે છે તે જોવાનું છે. એક વાત તો સૌ ઇતિહાસજ્ઞોને માન્ય છે કે શંકરાચાર્ય પ્રખર બૌદ્ધરાજા અશોક પછી થયા છે. હવે અશોકનો સમયતો સ્પષ્ટ છે. તેઓ ઇ. સ. પૂર્વે ૨૨૯ સુધી હતા. એટલે તે કાળની આગળ શંકરાચાર્યને લઈ જવા તે કેવળ ઉપહાસપાત્ર પ્રયત્ન છે. બીજી તરફથી શારદાપીઠાધીશ્વર રાજરાજેશ્વરાશ્રમકૃત 'વિમર્શ' નામના સંસ્કૃત ગ્રંથમાં એક તામ્રપત્રની વાત લખી છે. તેમાં નૃસિંહાશ્રમ નામના શારદાપીઠના શંકરાચાર્યને વિક્રમ સંવત ૯૪૧માં ગુજરાતના રાજા સર્વજિત વર્માએ ગૌચર માટે કેટલીક જમીન આપ્યાનો

ઉલ્લેખ છે. તે ઉપરથી અને બીજા પ્રમાણોથી આદ્ય શંકરાચાર્યના કાળને ૯મા સૈકા પછી મુકવા તે પણ અશક્ય છે. શંકર દિગ્વિજય અને બીજા પ્રમાણભૂત પુસ્તકો ઉપરથી એટલી વાત નિશ્ચિત છે કે બૌદ્ધોના પ્રબળ પછી તુર્તજ શંકરજન્મ થયો; અને તેઓશ્રીએ એવો પ્રબળ ફટકો બૌદ્ધ-ધર્મને માર્યો કે જેથી લગભગ સદા માટે બૌદ્ધધર્મનો આ દેશમાંથી અસ્ત થયો. વેદાંત ધર્મે ત્યર પછીના કાળમાં રાજ્યધર્મનું સ્થાન લીધું. કાલિદાસ, ભાસ, રાજશેખર, વિશાખદત્ત વગેરેના સમયમાં બૌદ્ધધર્મ ઘણી પામરદશાએ પહોંચ્યો હતો. તે કાળમાં જનતા તેની ઉપેક્ષા કરતી હોય તેમ જણાય છે. સાધારણ રીતે ઇ. સ. પછીના કોઇપણ રાજાના સમયમાં બૌદ્ધોની એવી પ્રબળ સત્તા નહતી કે જેથી બ્રાહ્મણ ધર્મના રક્ષણ માટે શંકરાચાર્યની જરૂર મનાઈ હોય. વિક્રમ રાજા પોતે બ્રાહ્મણધર્મી રાજા હતા. ત્યાર પછીના શાલીવાહન અને ભોજ પણ બ્રાહ્મણ ધર્મના અનુયાયી હોય તેમ જણાય છે. આ રીતે વિક્રમ શકારિ રાજાથી ઠેઠ કુમારપાળ રાજા સુધી બ્રાહ્મણો અને બ્રાહ્મણ ધર્મનું બહુધા જોર હતું. કુમારપાળના વખતમાં જૈન ધર્મમાં કંઈક નવીન પ્રાણ ફુંકાયો. તેથી કરી હજુ પણ જૈન ધર્મ બૌદ્ધ ધર્મ કરતાં વિશેષ પ્રમાણમાં માલમ પડે છે. તે ગમે તેમ હોય પરંતુ આર્યોના ઇતિહાસમાં શંકરાચાર્યનું સ્થાન ઉચ્ચ છે. વિશેષે કરીને આર્યોના ધાર્મિક ઇતિહાસમાં તેઓશ્રીનું સ્થાન અદ્વિતીય છે, અપ્રતિમ છે. આવું મોટું સ્થાન શંકરાચાર્યને તોજ મળી શકયું હોય કે અશોકના વખતમાં રાજધર્મ તરીકે જનતાપર પ્રભાવ પાડતા ધર્મને એકદમ ઝાંખો પાડી દીધો હોય; અને શકારી વિક્રમ પહેલાંજ શંકરાચાર્ય હોય તોજ તે બની શકે. આ વિચાર શ્રેણી પ્રમાણે આપણે ઇ. સ. પૂર્વે ૧૫૦–૨૦૦ વર્ષ સુધી શંકરાચાર્યને મૂકી શકીએ. આ મતને શ્રીમદ્ રાજરાજેશ્વરાશ્રમના વિમર્શ નામના ગ્રંથથી સંપૂર્ણ પુષ્ટિ મળે છે. વિશેષમાં તેઓશ્રી જણાવે છે કે નૃસિંહાશ્રમ શંકરાચાર્યે પણ અનેક શાસ્ત્રાર્થો કરી ઘણા પંડિતોને પરાજિત કર્યા હોવાથી

તેમના કાળને આદ્ય શંકરાચાર્યનો કાળ માની લેવામાં વિદ્વાનોનો વિવેક રહેતો નથી. તેમનો કાળ સંવત્ ૭૧૧થી ૭૬૦ સુધી મનાય છે. તેમને ગુજરાતના રાજા તરફથી મળેલા તામ્રપત્રમાં સંવત્ ૭૪૧ લખેલ છે. તેથી તે પુરાવો પ્રમાણભૂત માની શકાય. પછી ભલે શ્રીમદ્ શાંત્યાનંદજી મહારાજે તૈયાર કરેલ શારદાપીઠ વંશાનુમાતૃકામાં તેમનું સ્થાનક્રમ સંશય ભરેલું હોય, તે જુદો પ્રશ્ન છે. શૃંગેરીપીઠની ગુરૂપરંપરા પણ શંકરાચાર્યનો કાળ ૨૦૦૦ વર્ષ ઉપર મૂકે છે. શ્રીમદ્ શંકરાચાર્યની ભાષા એટલી પ્રાસાદિક, મધુર અને રસથી નીતરતી છે કે કાલિદાસાદિ કવિઓને પણ ભાષા ઉપરનો કાબુ તેમના અનેક ગ્રંથોના અધ્યયનથી મળ્યો હોય તેમ સંભવે છે. ખાસ કરીને માલવાના સુધન્વા અને દક્ષિણના રાજા રાજશેખરનો ઉલ્લેખ શંકર દિગ્વિજયમાં મળે છે. પરંતુ ઇતિહાસમાં ઉપર્યુક્ત બન્ને રાજાઓનું સ્થાન સંશયાત્મક છે. સુધન્વા રાજાને દલાલના ઇતિહાસમાં સૂર્યવંશીરાજા તરીકે ગણાવેલ છે; અને ઈ. સ. પૂર્વે ઘણા વર્ષે મૂકેલ છે. રાજશેખરને તો ઘણા ૧૧મા સૈકામાં પણ મૂકે છે. તેથી જ્યાં સુધી વિશેષ ચોક્કસ પ્રમાણો ન મળે ત્યાંસુધી ઈ. સ. પૂર્વે ૧૫૦–૨૦૦ સુધી આપણે શંકરાચાર્યને મૂકી શકીએ.

## ૨–શ્રી શંકરાચાર્યનું જીવન

આનન્દની વાત એ છે રામને અને કૃષ્ણને જેમ કેટલાક વિદ્વાનો ઐતિહાસિક વ્યક્તિઓ–પાત્રો તરીકે સ્વીકારવાની ના પાડે છે તેવો સંશય શંકરાચાર્યના સંબંધમાં નથી. સ્વામી દયાનંદ, વિવેકાનંદ, રામતીર્થની માફક અલ્પાયુષી હતા છતાં તેઓશ્રી ૩૨ વર્ષ જેવા ટુંક સમયમાં ભગીરથ કાર્ય કરી વેદાંત ધર્મરૂપી અમૂલ્ય વારસો આર્યાવર્તને અર્પી ગયા છે. તેથી તેમના કેટલાક અનુયાયીઓ તેમને અવતારી ગણાવવાનો પ્રયત્ન કરે છે. નવીન

દૈવી સંદેશ આપનારને અવતારી પુરુષ માનવાની સામાન્ય મનોવૃત્તિ લોકોમાં પ્રાચીન કાળથીજ બંધાઈ ગઈ છે; અને તે દૃષ્ટિથી તેઓને અવતારી માનવામાં, તેમની અદ્‌ભુત શક્તિ અને અગમ્ય બુદ્ધિ વગેરે સમર્થનકર્તા થઈ પડે છે. સમય અવતારોનો હતો. વેદકાળના અનેક દેવો હવે ત્રિપુટીના સ્વરુપમાં વિભક્ત થયા હતા. વાયુમાંથી બ્રહ્મા થયા. સૂર્ય–ઇંદ્રમાંથી વિષ્ણુ થયા; અને અગ્નિમાંથી શંકર થયા. કાળે કરીને બ્રહ્માને બદલે શક્તિ પ્રકટી અને શકરના સ્વરુપમાં તે લય પામી. ત્યારપછી વિષ્ણુના અને શકરના અવતારોની થોડા સમય સુધી હરિફાઈ ચાલી. વિષ્ણુના મતાનુયાયીઓ ભાગવત અને પાંચરાત્રો થયા; અને શંકરના અનુયાયીઓ માહેશ્વરો અને પાશુપતો થયા. રૂદ્ર, પરશુરામ, હનુમાન વગેરે ભયંકર અવતારોને બદલે શંકરાચાર્ય અને દક્ષિણામૂર્તિ આવા બે સૌમ્ય અવતારો શકરના થયા. શંકરાચાર્યના પ્રત્યેક શિષ્યો પોતાને અવતારી મનાવવા લાગ્યા હશે તેથી નવા અવતારી અંશની જરુર રહી નહિં. છેવટે શિવાજી મહારાજને કેટલાક મરાઠી લેખકોએ શંકરના અવતાર તરીકે ગણવા પ્રયત્ન કર્યો જણાય છે. પણ તે પ્રયત્નમાં ઓછી સફળતા મળી છે. તે ગમે તેમહો પરંતુ આપણે શંકરાચાર્યને ઇસુ, મહમદ કે ઝરથુસ્તની કોટીમાં મુકવા એ અનુચિત નથી. જ્યારે બુદ્ધને વિષ્ણુના અવતાર તરીકે સ્વીકારવામાં આવે છે ત્યારે શંકરાચાર્યને શંકર અવતાર તરીકે સ્વીકારવામાં કંઈ ખોટું નથી. ચીન, જાપાન, સીલોન વગેરે સ્થળોમાં બૌદ્ધ ધર્મનો પ્રભાવ આજપણ છે કારણ કે એડવીન આરનોલ્ડના 'લાઇટ ઑફ એશિઆ'ને લીધે ગૌતમ બુદ્ધની ખ્યાતિ દુનિઆના સર્વભાગોમાં ફેલાઈ ગઈ છે. શંકરાચાર્યના સંબંધમાં આવો પ્રબળ પ્રયત્ન હજુ થયેલ નથી. સ્વામી વિવેકાનંદે અને સ્વામી રામતીર્થે વેદાંતધર્મની જ્યોતિ જગતમાં ફેલાવી છે, પણ તેજ ધર્મના મૂળ સંસ્થાપક શંકરાચાર્યના જીવનના પ્રસંગોએ લોકોના હૃદયમાં હજુ ઘર કર્યું નથી કે

જેથી તે જ્યોતિ સદા જાગૃત રહે. જ્ઞાનની અને ત્યાગની દૃષ્ટિથી, વિવિધતાની કે સ્થાયીકાર્યની દૃષ્ટિથી શ્રીશંકરાચાર્યનું જીવન બુદ્ધ ભગવાનના જીવનથી કોઈ રીતે ઓછું પ્રકાશતું નથી. બુદ્ધ ભગવાને ૮૦ વર્ષના લાંબા આયુષ્યમાં જે ભગીરથ કાર્ય કર્યું તે કાર્ય ૩૨ વર્ષની ટુંક અવધિમાં શંકરાચાર્યે કરી બતાવી પોતાની મહત્તા સિદ્ધ કરી છે.

શ્રી શંકરના પિતાનું નામ શિવગુરૂ અને માતાનું નામ વિશિષ્ટા, સતી અથવા અંબા હતું. તેમના દાદાનું નામ વિદ્યાધિરાજ અને નાનાનું નામ મઘપણ્ડિત હતું. કુટુંબનું વર્ણન જોતાં તે ઘણું સંસ્કારી અને વિદ્વાન હતું. તેઓશ્રીના પિતાના વિચારો પણ બાલ્યાવસ્થામાંથીજ ત્યાગવૃત્તિના હતા. માતા પ્રેમની મૂર્તિ હતી. બન્ને શિવના ઉપાસક હતાં; અને ઉત્તરાવસ્થામાં શંકરની કૃપાથી પુત્ર રત્ન પ્રાપ્ત થયું તેથી તેને શંકર નામ આપવામાં આવ્યું. શંકર તે રૂપ, ગુણ, બુદ્ધિ અને જ્ઞાનમાં સાક્ષાત્ શંકરજ હતા. શંકરના જીવનના પ્રસંગો શંકર દિગ્વિજયમાં વર્ણવેલ છે. તેના કુલ ૧૬ સર્ગો છે. કૃષ્ણચરિત્ર જેવું વિવિધતાવાળું કે નેપોલીઅન બોનાપાર્ટના જીવન જેવું ઉત્તેજક વીરરસથી છલકાતું આ ચરિત્ર કદાચ નહિં લાગે તોપણ શાંકર જીવન અદ્ભુત, મનોહર અને ભવ્ય પ્રસંગોથી વિમુખતો નથીજ. ચમત્કારો, શાસ્ત્રાર્થો અને અવિરત કાર્યશક્તિ તેઓશ્રીના જીવનમાં અદ્ભુત તેજ પ્રગટાવે છે.

દિગ્વિજયના પહેલા સર્ગમાં આર્યાવર્તમાં બૌદ્ધાદિક અનેક પંથોનું વર્ણન કર્યું છેઃ દેવોને મહાદેવને અધર્મનો નાશ કરવા પ્રાર્થના કરતા ચીતરેલ છે. બીજા સર્ગમાં મહાદેવનું શિવગુરૂને ઘેર સ્વયંભુલિંગે પ્રકટ થવું અને શંકર નામ ધારણ કરવાની વાત છે. ત્રીજા સર્ગમાં કાર્તિક સ્વામી, બ્રહ્મા, અને ઇંદ્રાદિક દેવોના જન્મનું કથન છે. ચોથા સર્ગમાં શંકરની બાળલીલા અને અદ્ભુત શક્તિનું વર્ણન કરેલ છે. **चतुर्वेद्यष्टमे वर्षे द्वादशे सर्वशास्त्रवित्–**

આઠમે વર્ષે ચારવેદના જાણુંનાર થયા, બારમાં વર્ષમાં સર્વશાસ્ત્રવેત્તા થયા. તેઓએ હવે ગુરૂને ત્યાં અધ્યયન કરવાનું શરૂ કર્યું હતું. તે સમયમાં એક સમયે ગામમાં ભિક્ષા માગવા જતાં એક ગરીબ બ્રાહ્મણીએ અત્યંત દુઃખી આર્થિક સ્થિતિને લીધે ભિક્ષામાં કેવળ આંબળાં આપ્યાં. તેથી શંકરનું હૃદય દયાર્દ્ર થયું અને લક્ષ્મીસ્તોત્ર રચ્યું. તેથી તે સ્ત્રીના ગૃહમાં સોનાના આંબળાઓનો ઢગલો થયો. આ અને આવી બીજી જ્ઞાનલીલાનું વર્ણન છે. પાંચમા સર્ગમાં–તેઓએ યુક્તિથી પ્રેમાળ માતાનું મન દુભાવ્યા શિવાય સન્યસ્તાશ્રમ ગૃહણ કરવાની અનુજ્ઞા મેળવીતે દર્શાવેલ છે. એક વખતે નદીમાં ઉંડા જલમાં જઈ માતુશ્રીને બૂમ પાડી તેઓએ દ્વિઅર્થમાં કહ્યું કે આ સંસારરૂપી જલમાં માયારૂપી મગર મને ખેંચી જાય છે. માટે સન્યસ્ત લેવાની રજા આપો તોજ મારો ઉદ્ધાર થશે. ભોળી માતા નદીનો મગર શંકરને ખેંચી જાય છે એમ સમજવાથી પુત્રની વિપત્તિ જોઈ શંકરની ઇચ્છાને વશ થયાં, પણ ઉત્તરક્રિયા તેમણે કરવી એવી પ્રતિજ્ઞા શંકર પાસે કરાવી. એક બીજા પ્રસંગે માતુશ્રીને મધ્યાન્હના પ્રખરતાપમાં તપતાં નદીતીરેથી આવતાં જોઈ શંકરને લાગ્યું કે નદી દૂર હોવાથી માતાને ઘણો પરિશ્રમ પડે છે. તેથી નદીની સ્તુતિ કરી એટલે નદીનો પ્રવાહ તેમના ઘર પાસેથી વહેવા લાગ્યો. આ ચમત્કારની અને વિદ્વત્તાની વાતો દક્ષિણના રાજા રાજ-શેખરને પહોંચી. તેથી તેણે યોગ્ય ભેટસહિત પોતાના પ્રધાનને શંકરને તેડવા મોકલ્યો. પરંતુ નિર્લેપ મનવાળા શંકરે કોઇપણ વસ્તુ સ્વીકારવાની અનિચ્છા દર્શાવી તેથી પ્રધાને રાજાને સર્વ હકીકત નિવેદન કરી. આવી ત્યાગવૃત્તિથી રાજા પ્રસન્ન થયા અને પોતે શંકરના દર્શને પધાર્યા; એક હજાર મહોરની ભેટ ધરી પોતે રચેલાં ત્રણ નાટકો શંકર પાસે વાંચી સંભળાવ્યાં. શંકરાચાર્યે મહોર નહિં સ્વીકારતાં તે રકમમાંથી એક સુંદર દેવાલય બાંધવાની આજ્ઞા કરી અને નાટકો પ્રતિ પ્રસન્નતા દેખાડી. રાજાએ પુત્ર કામનાની સિદ્ધિ માટે પ્રાર્થના કરી, તેથી આચાર્યશ્રીએ ભોળા શંભુ જેમ

તેને પરાક્રમી પુત્ર થશે એવું વરદાન આપ્યું, અને ત્યારબાદ નર્મદાના તટે ગોવિંદાશ્રમના આશ્રમમાં અલ્પકાળ વ્યતીત કર્યો. છઠ્ઠા સર્ગમાં બ્રહ્મવિદ્યાની કસોટી કરવા સાક્ષાત્ શંકર ભગવાન ચાંડાલ સ્વરુપે તેમને મળે છે તેનું વર્ણન છે. માયા–ભેદબુદ્ધિ ન રાખતાં બ્રહ્મ એક છે, અદ્વિતીય છે, નિરવદ્ય છે, અસંગ છે, સત્ય જ્ઞાન અનંત અખંડ એવું તેનું રૂપ છે એમ સમજાવે છે.

## પદ્મપાદાચાર્ય

આ પ્રસંગે સનંદન નામનો વિદ્વાન્ શિષ્ય શંકરને આવી મળે છે જે પાછળથી પદ્મપાદાચાર્યના નામથી પ્રસિદ્ધ થાય છે. આ સનંદનના સંબંધમાં એવી આખ્યાયિકા છે કે એક વખતે શંકરાચાર્ય સ્નાનાર્થે શિષ્યો સહિત નદી તટે ગયા ત્યાં કેટલાક શિષ્યો સામે તટે હતા તેવામાં નદીમાં પૂર આવ્યું. એટલે શંકર ભગવાને નદીમાંથી ઉતરી પોતા પાસે આવવા સૌને આજ્ઞા કરી. સૌ શિષ્યો હોડીની રાહ જોવા લાગ્યા; અને પૂરમાં ઉતરવાની કોઈની હિંમત ચાલી નહિ. પરંતુ સનંદન શિષ્ય પૂરમાં ઉતર્યા તેથી શંકર કૃપાથી તેના રસ્તામાં કમળની હાર થઈ, તેથી તેના ઉપર ચાલી શંકર પાસે આવ્યા. આ રીતે તેના પગ નીચે પદ્મોના ઉગવાથી તેનું નામ પદ્મપાદાચાર્ય રાખવામાં આવ્યું. શંકર ભગવાને અદૃશ્ય થતાં પહેલાં શંકરાચાર્યને આજ્ઞા કરી કે ભેદાભેદવાળા ભાસ્કર, શાક્તમતવાદી અભિનવગુપ્ત, ભેદવાદી નીલકંઠ, શૈવમતવાદી ગુરૂ પ્રભાકર તથા ગુરૂમતવાદી મંડનમિશ્ર આદિ પંડિતોને જીતી અદ્વૈતના પરમ મતને સ્થાપન કર અને અદ્વૈતમતના રક્ષણ માટે તે તે સ્થળોએ તારા શિષ્યોને રાખ; અને પછી કૃતકૃત્ય થઈ મારા ધામમાં આવજે. આ આજ્ઞાનું પાલન તેઓએ કેવી રીતે કર્યું છે તે ૧૫મા સર્ગ ઉપરથી જણાય છે. સાતમા સર્ગમાં વ્યાસ ભગવાન શંકરે પોતાના સૂત્રો ઉપર કેવું ભાષ્ય રચેલ છે તે બ્રાહ્મણ સ્વરૂપે જોવા આવેલ છે તેનું વર્ણન છે. શંકરના જ્ઞાનની કસોટી કરવા તે આઠ પ્રશ્નોથી પોતાનો પૂર્વપક્ષ

સ્થાપે છે, પરંતુ શંકરાચાર્ય તેનું સરસ રીતે ખંડન કરે છે તેથી વ્યાસ ભગવાન પ્રસન્ન થઈ અદૃશ્ય થાય છે. આઠમા સર્ગમાં જન સમાજને સુપરિચિત શંકર અને મંડનના વિવાદની વાત છે. શંકર જીવનમાં આ પ્રસંગ ઘણો સુંદર અને ભવ્ય છે. કટાક્ષમય વાગ્યુદ્ધ થયા પછી ભારતીના પ્રમુખપણા નીચે બુદ્ધિના ક્ષેત્રમાં આ વિદ્વાન યોદ્ધાઓ તર્ક–જ્ઞાનાસ્ત્ર શાસ્ત્રોથી સૌને વિસ્મય કરે છે. કુશાગ્રબુદ્ધિનું દર્શન અને નિષ્પક્ષપાત ન્યાય માટે આ સર્ગ અનુપમ છે. મંડનનો પરાજય થાય છે. નવમા સર્ગમાં સરસ્વતીના અવતારરૂપે ભારતી અને શંકર વચ્ચે શાસ્ત્રાર્થ થયાનું વર્ણન છે. સર્વ શાસ્ત્રોમાં પારંગત એવા શંકરને અજેય જાણી આજન્મ બ્રહ્મચારી શંકરને કામકલાના પ્રશ્નોથી વિમુગ્ધ કરી નાખે છે; તેથી શંકર પ્રશ્નોના પ્રત્યુત્તર આપવા માટે થોડા સમયની અવધિ માગે છે.

## સુરેશ્વરાચાર્ય

દશમા સર્ગમાં શંકરાચાર્યે યોગબળથી કેવીરીતે અમરૂ રાજાના શરીરમાં પ્રવેશ કર્યો તથા કામકલાનો અભ્યાસ કર્યો તેનું વર્ણન છે. કૃષ્ણની માફક અલિપ્ત મન રાખવાથી પોતે કેવી રીતે દોષમુક્ત રહી શકશે એ વાતની પણ સ્પષ્ટતા કરી છે. આ અભ્યાસના ફળરૂપ અમરૂ શતક નામનો ઉત્તમ શૃંગારિક ગ્રંથ શંકરાચાર્યે રચેલ છે. ગુજરાતીમાં તેનું રસમય ભાષાંતર રા. બ. કેશવહર્ષદ ધ્રુવ જેવા પ્રખર સાક્ષરે કરેલું છે. આ પ્રમાણે શંકર સર્વજ્ઞ બન્યા છે. **અગ્યારમા** સર્ગમાં ભૈરવભક્ત કાપાલિકની ભયંકર ધારણાનું વર્ણન છે. તે કપટવેશથી શંકર પાસે આવી યાચના કરે છે કે મારે સર્વજ્ઞ પુરુષનું મસ્તક હોમવું છે. દધિચિ ઋષિ જેમ તેની યાચનાનો શંકરે સ્વીકાર કર્યો અને એકાંતમાં આવી તેની ધારણા પાર પાડવા જણાવ્યું. પરંતુ પદ્મપાદાચાર્યે નૃસિંહરૂપ ધારણ કરી તેનો નાશ કર્યો. હરિશંકર તીર્થમાં શિવ અને વિષ્ણુની મૂર્તિઓ સાથે હોવાથી દ્વિઅર્થી શ્લોકોથી તેમની સ્તુતિ કરે છે. આ શ્લોકો શિવ અને વિષ્ણુ બન્નેને લાગુ પડે છે.

## તોટકાચાર્ય

બારમા સર્ગમાં ગરીબ બ્રાહ્મણના પુત્રને સજીવન કર્યાનો ચમત્કાર તથા તોટકાચાર્ય અને હસ્તામલક શિષ્યોની કથાઓ છે.

ગિરિનામનો શંકરનો મંદબુદ્ધિ શિષ્ય હતો. તે ગુરુ સેવા પરાયણ હતો. એક વેળા નદીએ તે ગુરુના ધોતીઆં ધોવા ગયેલ તે દરમ્યાન બીજા વિદ્યાર્થીઓ ગુરુ પાસે આવ્યા અને નવો પાઠ શરૂ કરવાની વિનંતિ કરી. ગુરુએ કહ્યું કે ગિરિ હમણાં આવશે એટલે પાઠ શરૂ કરીશું. તેથી બીજા શિષ્યો ગિરિની મંદબુદ્ધિનો ઉપહાસ કરવા લાગ્યા, અને એવા મંદબુદ્ધિ માટે રાહ જોવી નિરર્થક છે એમ જણાવ્યું. તેથી રસ્તામાં આવતા ગિરિને મંત્રબળથી ગુરૂએ ચૌદ વિદ્યામાં પારંગત કર્યો. આવી ગુરૂકૃપાથી રસ્તામાંજ બ્રહ્મતત્વને પ્રકટ કરતા સુંદર તોટક વૃત્તોમાં સ્તોત્રો બોલતો ગુરૂ પાસે આવ્યો. તેથી વિદ્યાર્થીઓ વિસ્મય પામ્યા અને ત્યારથી તેનું નામ તોટકાચાર્ય પડયું.

## હસ્તામલક

આ સમયમાં એક બ્રાહ્મણે પોતાના પુત્રને આચાર્યશ્રીને શરણે મુકયો અને કહ્યું કે આ જડભરત છે. બોલવું, ચાલવું, ખાવું, પીવું, કોઈપણ પ્રકારનું તેને ભાન નથી. માટે કૃપા કરી આ મૂઢ બાળકને જ્ઞાની બનાવો. તેથી શંકરે ઘણીજ નમ્રતાથી બાળકનું નામ પૂછયું ત્યારે તે બાળકે બાર શ્લોકમાં પ્રત્યુત્તર આપ્યો જેથી બ્રહ્મતત્વ હાથમાંનાં આમળાં જેવું સ્પષ્ટ થયું. તેથી શંકરે તે બ્રાહ્મણપુત્રને પોતાનો શિષ્ય બનાવ્યો; અને તેનું નામ હસ્તામલક રાખ્યું. તેરમા સર્ગમાં બ્રહ્મવિદ્યાના ગ્રંથો ઉપર શિષ્યો પાસે વાર્તિક રચાવવાની તથા સુરેશ્વરાચાર્યની પદ્મપાદાદિ શિષ્યો ઇર્ષ્યા કરતા હતા તેની હકીકત છે. ચૌદમા સર્ગમાં પદ્મપાદની તીર્થયાત્રાનું વર્ણન છે, અને તેના

સુંદર ગ્રંથો વિધર્મી મામાએ કેવી રીતે બાળી મૂકી તેને મંદબુદ્ધિ બનાવ્યો તેનું કરુણ ચિત્ર છે. શંકરાચાર્યે તેના ગ્રંથોનું અવલોકન કરેલ હોવાથી ફરીથી સ્મૃતિમાંથી ઉતરાવે છે તથા રાજશેખરના નાશ પામેલાં નાટકો પણ સ્મૃતિથી લખાવ્યાં. આ બુદ્ધિનો ચમત્કાર ઉત્તમ કહી શકાય. આ સમયે શંકર માતુશ્રીના મરણ થવાના વર્તમાન સાંભળી કાલટીમાં આવ્યા; અને સંન્યસ્ત ધર્મ વિરૂદ્ધ કેવળ માતા પ્રત્યેની અનન્ય ભક્તિને લીધે ઉત્તર ક્રિયા કરી. જ્ઞાતિજનોએ શંકરના આ કાર્યનો ઘોર વિરોધ કર્યો તેથી શંકરે તેમને શાપ આપી વેદબહિષ્કૃત કર્યા. આ પછી આ રીતે સંસારના છેલ્લા બંધનથી છુટી શંકર દિગ્વિજય કરવા નીકળ્યા. પંદરમા સર્ગમાં શંકરના જીવનના મહાન અને સર્વોત્કૃષ્ટ કાર્ય—સર્વ ધર્મોને પરાસ્ત કરી દિગ્વિજય કર્યાનું વર્ણન છે. આ પ્રસંગ શંકર જીવનમાં મુખ્ય હોવાથી તેનો સવિસ્તર ઉલ્લેખ કરેલ છે. સુધન્વા રાજા અને ત્રણ હજાર શિષ્યો સહિત શંકરાચાર્ય દિગ્વિજય કરવા નીકળ્યા. તેઓશ્રીએ પ્રથમ રામેશ્વરમાં શક્તિ, મહાલક્ષ્મી, સરસ્વતીના ઉપાસકો, લિંગાયતો તથા વામમાર્ગીઓના મતનું ખંડન કર્યું; અને શંકર, વિષ્ણુ, દેવી, સૂર્ય, ગણપતિ આદિ પંચદેવોની પૂજાનો બોધ આપ્યો. ત્યાંથી અનન્તશયન દેશમાં જઈ ત્યાંના ભક્ત, ભાગવત, વૈષ્ણવ, પાંચરાત્ર, વૈખાનસ અને કર્મહીન આદિ છ પ્રકારના વૈષ્ણવોને શાસ્ત્રાર્થમાં પરાસ્ત કર્યા અને અદ્વૈત સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું. ત્યાંથી આગળ વધી સુબ્રહ્મણ્ય-ક્ષેત્રમાં ગયા. બ્રહ્માના, સૂર્યના અને અગ્નિના ઉપાસકો સાથે સંવાદ કરી વેદાંત ધર્મની મહત્તા સિદ્ધ કરી. વાયવ્યમાં ગણવર નગરમાં તેઓશ્રી એક માસ રહ્યા. તે સમય દરમ્યાન ગાણપત્ય, સંહાર ભૈરવ અને ઉન્મત્ત ભૈરવ સાથે સવાદ કરી પોતાના શિષ્યો બનાવ્યા. શબલ નામના સૌગત, તુરીયંત્ર અને ગોળયંત્ર વડે કાળનું જ્ઞાન ધરાવનાર પૂર્ણસમય નામના ક્ષપણક તથા જૈનોને વશ કર્યા અને અદ્વૈત રહસ્ય સમજાવ્યું. ત્યાર બાદ અનુમલ નામના નગરમાં નમઃ શ્વભ્યઃ શ્વપતિભ્યશ્ચનો બોધ કરનાર કુતરાઓના મલ્લાર ભક્તોને

વૈદિક ધર્મમાં પ્રવર્તાવ્યા. મરૂન્ધ નગરના વિષ્વકસેનના અનુયાયીઓ અને કામદેવના ભક્તોની અવૈદિક પ્રવૃત્તિનું ઉન્મૂલન કરી મગધ દેશમાં ગયા. ત્યાં કુબેરના ભક્તો અને ઈંદ્રના ઉપાસકોને શાસ્ત્રાર્થમાં પરાસ્ત કર્યા અને યમપ્રસ્થ નગર તરફ પ્રયાણ કર્યું. ત્યાં યમભક્ત નાચીકેતા સાથે નાનો પણ સુંદર સંવાદ થયો હતો. તેમાં પુરાણોમાં વર્ણવેલ પાપીસુંદર, શિવને કેવળ બિલ્વ પત્રો ધરાવવાથી મોક્ષ કેવી રીતે પામ્યો તે તથા ભાગવતમાં વર્ણવેલ દુષ્ટ અજામીલ નારાયણના નામથી ભવ-સાગર કેવી રીતે તરી ગયો તેનાં મનોહર દૃષ્ટાંતો આપી તેને પોતાનો શિષ્ય બનાવ્યો. ત્યારપછી શ્રી શંકરાચાર્ય ગંગા યમુના અને સરસ્વતીના સંગમવાળા અને પુણ્યને વધારનારા પ્રયાગ ક્ષેત્રમાં આવ્યા. ત્યાં પાશના ચિહ્નોને ધારણ કરનાર વરુણ ભક્તો, ધ્વજના ચિહ્ન ધારણ કરનાર વાયુ ભક્તો અને બિંદુના ચિહ્નોને ધારણ કરનાર તીર્થ સેવકોને અદ્વૈત સિદ્ધાંતનો ઉપદેશ કરી પોતાના શિષ્યો બનાવ્યા. કાળકર્મ નામના મનુ લોકના સેવકો, વરાહ ભક્તો તથા સત્વાદિ ગુણના ભક્તોને વશ કર્યા અને નિરાલંબ નામના શૂન્યવાદી તથા પ્રધાનવાદી સાંખ્યને અદ્વૈતામૃતનું પાન કરાવ્યું. પછી સાંખ્યવાદ, કપિલવાદ, પરમાણુવાદ અને જૈનવાદોનું નિરસન કર્યું. ત્યાંથી તેઓશ્રી વારાણસી પધાર્યા. શ્રીસત્યનાથ, મત્સ્યેન્દ્રનાથ, ગોરખનાથ વગેરે સિદ્ધ ભક્તોને તત્વજ્ઞાન સમજાવ્યું; અને ભૂત પ્રેત વેતાલાદિના સેવકોને સ્વકર્મનિષ્ટ પંચદેવપૂજાપરાયણ કરી, પાંડ્ય ચૌલ. અને દ્રવિડોને સ્વાધીન કરી કાંચી ગયા. ત્યાં એક માસ રહી શિવ કાંચી અને વિષ્ણુ કાંચી એમ બે સ્થાનો નિર્માણ કર્યાં, તથા તેમની સેવાને માટે શુદ્ધ અદ્વૈતનિષ્ઠ બ્રાહ્મણોને મૂક્યા. તાન્ત્રિકો શક્તિની પૂજા વેદ બાહ્યમાર્ગે કરતા હતા તેમને શ્રુતિમાર્ગમાં પ્રવર્તાવ્યા. કાંચીમાં કામાક્ષી અને મદુરામાં મીનાક્ષીના દેવાલયો છે તે ઉપરથી ત્યાં શાક્તોનું પ્રબળ વિશેષ હશે એમ

અનુમાન થાય છે. પરવિદ્યાના પુરશ્ચરણને અનુસરતું એક વિચિત્ર દેવાલય કરી જગદંબાની વેદોક્ત પૂજા કરવાનો સંપ્રદાય ચલાવ્યો. પછી આન્ધ્ર લોકોને ઉપદેશ કરી વૈકંટેશને નમન કરી જગન્નાથપુરીમાં ગોવર્ધન મઠની સ્થાપના કરી અને વિદર્ભ દેશમાં ગયા. ત્યાં કાપાલિકોનો પરાજય કરી ઉજ્જયિની ગયા. ત્યાં ક્રકચ નામના કાપાલિકે શંકર ઉપર જીવલેણ હુમલો કર્યો તેથી તેનો નાશ કર્યો. ત્યાંથી શંકરાચાર્ય પશ્ચિમ સમુદ્રની પાસે આવેલા ગોકર્ણક્ષેત્રમાં આવ્યા. ત્યાં સમુદ્રમાં સ્નાન કરી શિવભક્તોમાં શ્રેષ્ઠ નીલકંઠ પંડિત સાથે બીજો પ્રખર શાસ્ત્રાર્થ થયો. તેને પરિણામે નીલકંઠ હરદત્તાદિ શિષ્યો સહિત આચાર્યને શરણે આવ્યો. ત્યાંથી (વૈમાનમાર્ગે) દ્વારકામાં આવ્યા, અને પાંચભેદમાં માનનારા પાંચરાત્રોને વશ કર્યા. ભટ્ટ ભાસ્કરને સેંકડો શાસ્ત્રીય યુક્તિથી જીત્યા પછી શ્રુતિઓના અભિપ્રાયથી વિરૂદ્ધ અભિપ્રાયવાળા તેના ગ્રંથોનું ખંડન કર્યું; ત્યાંથી માળવા દેશમાં પ્રસિદ્ધિ પામેલા બાણ, મયુર અને દંડી વગેરે વિદ્વાનોને પરાસ્ત કરી બાલ્હિક દેશમાં આવ્યા. ત્યાં જૈનોને શાસ્ત્રાર્થમાં પરાસ્ત કર્યા. તદનન્તર નૈમિષક્ષેત્રમાં પોતાના ભાષ્યનો પ્રચાર કરી ભરત, શૂરસેન, કુરૂ, પાંચાળ વગેરે દેશોના પંડિતોને જીતી લીધા. ખંડનખાદ્યના લેખક શ્રીહર્ષ* પંડિતને પણ વશ કીધો. કામરૂપ દેશમાં શાક્તમતવાદી અભિનવગુપ્તને જીત્યો. ત્યાંથી આચાર્યશ્રી કોશળદેશ, અંગદેશ વગેરેમાં ગયા; અને અસત્યવાદી પંડિતોને જીતી ગૌડ દેશમાં આવ્યા. પૂર્વમિમાંસાના પારદર્શી

---

*આ હર્ષ પંડિત સંબંધી એવી દંતકથા છે કે તે બુદ્ધિમાં બહુ ઉગ્ર હતો. તેથી તેની વાણી કોઈ સમજી શકતું ન હોતું. તેથી તેને ખેદ થયો અને ચિંતામણિ મંત્રના જપથી શારદા દેવીને પ્રસન્ન કર્યાં. દેવીએ તેને વરદાન માગવાનું કહ્યું. હર્ષપંડિતે દેવી પાસે યાચના કરીકે મને જરા મંદ બુદ્ધિ બનાવો એટલે લોકો મારી વાણી સમજી શકે. તેથી દેવીએ તેને દહીં ભાત ખાવાનું કહ્યું. તેના સેવનથી જરા તે મંદબુદ્ધિ થયા અને તેણે ઉત્તમ ગ્રંથો રચ્યા.

મુરારીમિશ્રનો પરાજય કર્યો જેથી ગૌડ લોકો આચાર્યની કીર્તિ ગાવા લાગ્યા. આવી રીતે અનેક ભેદવાદીઓના મતોનું ખંડન કરી તેમને બ્રહ્મનો ઉપદેશ કરી કૃતાર્થ કર્યા. તેથી દ્વૈતવાદની નિવૃત્તિ થઇ અને સર્વ દિશામાં અદ્વૈત દુંદુભીનો અનિવાર્ય નાદ થવા લાગ્યો. આ પ્રકારે અનેક દેશો, અસંખ્ય મતોનું સવિસ્તર નિરુપણ તથા શાસ્ત્રાર્થોમાં બતાવેલી શંકરની અસાધારણ બુદ્ધિ શક્તિનું દિગ્દર્શન આ સર્ગમાં છે. છેલ્લા એટલે સોળમા સર્ગમાં આચાર્યના કાશ્મીર પ્રવાસનું વર્ણન છે. ત્યાં શારદાપીઠના વિદ્યાભદ્ર આસન ઉપર સર્વજ્ઞ પુરુષ હોય તેજ બેસી શકે એમ હોવાથી કેટલાક વિદ્વાનો અને જુદા જુદા સંપ્રદાયવેત્તાઓના પ્રશ્નોના સમાધાન કારક પ્રત્યુત્તરો શંકર ભગવાને આપ્યા તેથી તેને વિદ્યાભદ્ર આસન ઉપર બેસવાની અનુજ્ઞા મળી. શંકર પૂર્વે શારદાપીઠનાં પૂર્વ પશ્ચિમ અને ઉત્તર દ્વારો તે તે દિશાના સર્વજ્ઞોએ ઉઘાડયાં હતાં; અને દક્ષિણ દ્વાર શ્રી શંકરે આ પ્રમાણે ખુલ્લું કર્યું. વિશેષમાં ગૌડપાદાચાર્ય શંકરને મળવા આવ્યા. તેના ભાષ્યો જોઈ પ્રસન્નતા દર્શાવી તે પ્રસંગ તથા અભિનવગુપ્ત નામના ગુપ્ત શાક્ત શિષ્યે કેવી રીતે આચાર્ય ઉપર આભિચારિક પ્રયોગ કર્યો તેનું વર્ણન આ સર્ગમાં છે. આભિચારિક પ્રયોગથી આચાર્યશ્રીને ભગંદર રોગ લાગુ પડયો. આ જીવલેણ રોગના વ્યાધિમાંથી પદ્મપાદાચાર્યના મંત્રબળથી આચાર્ય વ્યાધિમુક્ત થયા અને અભિનવગુપ્ત નાશ પામ્યો, પરંતુ તેમના શરીરને ઘણી અસર કરી, તેથી સ્વામી દયાનંદ સરસ્વતી જેમ ૩૨ વર્ષની ટુંકી અવધિમાં તેઓશ્રી સ્વધામ પધાર્યા.

તેઓશ્રીના વિષે નીચેનો શ્લોક જનતામાં પ્રચલિત છે.

**चतुर्वेद्यष्टमे वर्षे द्वादशे सर्वशास्त्रवित् ।**
**षोडसे सर्वदिग्जेता द्वात्रिंशे मुनिरभ्यगात् ॥**

ઉપર્યુકત શ્લોકમાં આ મહાન આચાર્ય અને અવતારી પુરુષના

જીવનમાં કેટલી નાની અવસ્થામાં મુખ્ય પ્રસંગો બન્યા તે દર્શાવેલ છે. જન્મ ઉપનયનાદિથી શરુ કરી શંકર જીવનના સૂક્ષ્મ પ્રસંગો દર્શાવનાર શારદાપીઠ વંશાનુમાતૃકા શ્રીમદ્ શાંત્યાનદજી મહારાજ તરફથી પ્રસિદ્ધ થયેલ છે. પરંતુ તેમાં નિર્દિષ્ટ કરેલ સમય સાથે ઘણા પુરાતત્વવિદો અને ઇતિહાસવેત્તાઓ સંમત થતા નથી. જો વંશાનુમાતૃકાને પ્રમાણભૂત માનવામાં આવે તો ચર્ચાસ્પદ ઘણી વાતોનો સહેલમાં ઉકેલ થઈ જાય; અને આધુનિક સમયમાં મળતા મહાન પુરુષોના ચરિત્રોમાં શંકર જીવન ઘણી સૂક્ષ્મ હકીકતવાળું સંપૂર્ણ જીવનચરિત્ર ગણી શકાય. પરંતુ હાલ તો આપણને તેમના શિષ્યોની રસિક કથાઓ, ચમત્કારિક પ્રસંગો, અદ્દભુત શાસ્ત્રાર્થો અને મલિન પંથોનો ઇતિહાસ–તેનું ઊન્મૂલન અને વેદાંત ધર્મના પ્રચાર માટે ચાર પીઠોની સ્થાપનાની હકીકતોથી સંતોષ માનવો પડે છે.

શિવપુરાણમાં ચાર યુગના ચાર મહાન જ્ઞાનીઓ ગણાવેલ છે. કૃત યુગમાં કપિલ, ત્રેતામાં દત્તાત્રય, દ્વાપરમાં વેદવ્યાસ અને કળિમાં શ્રીમચ્છંકરાચાર્ય. તે પૈકી એકની જીવનલીલા આ પ્રમાણે સંક્ષિપ્તમાં વર્ણવેલ છે. આ દૃષ્ટિથી જોતાં સૌ તે જમાનાના સર્વોત્કૃષ્ટ બુદ્ધિમાન તરીકે શંકરને સ્વીકારે છે. તેમનું જીવન ઘણું ઉત્કૃષ્ટ છે. અગાધ પાંડિત્ય છતાં અહંનો અંશ પણ તેમનામાં નથી. તેઓ સૌમ્યમૂર્તિ હતા. વિવેક અને સૌજન્ય તેમના પ્રત્યેક કાર્યમાં તરવરી રહે છે. તેઓશ્રીનો માતા પ્રત્યેનો અનુરાગ અપ્રતિમ હતો. પણ જગતને દુઃખ વમળમાંથી ઉગારવાની લાગણી તેથી પણ તીવ્ર હતી. આર્યોની સંસ્કૃતિ આવા પુરુષોના ત્યાગ ઉપરજ રચાયેલી છે. તેમનો ત્યાગ અદ્દભુત છે. વેદવ્યાસ, શંકર ભગવાન વગેરેએ આચાર્યની કરેલી પરીક્ષા કેવળ જ્ઞાનનીજ નહતી પણ આચાર્યના ચારિત્ર્યની કસોટી હતી; તેથીજ તેમના ગુરુએ તેમને દિગ્વિજય કરવાની આજ્ઞા કરી હતી. હજારો શિષ્યો અને અનેક રાજાઓ આ બાળક સમાન શંકરની આજ્ઞામાં વર્તે તે શંકરની અલૌકિક શકિતનો પુરાવો છે. મહાત્મા ગાંધીજીની અવિરત

શકિતથી આજનું જગત્ મોહ પામે છે. તેજ પ્રમાણે શંકરાચાર્યની અવિરત શકિતના જ્ઞાનથી લોકોને જરૂર આશ્ચર્ય થયું હશે. સતત પ્રવૃત્તિમય અને પ્રવાસી જીવનમાં અસંખ્ય ઉત્તમ ગ્રંથો રચ્યા તે તેઓશ્રીની શકિતનું અનુપમ દૃષ્ટાંત છે. આ બધી શક્તિઓ ઉપરાંત આજન્મ બ્રહ્મચારીને યોગ્ય તેનામાં બાહુબળ પણ હતું. કકચ, કાપાલિક સાથેના પ્રસંગો તે સ્પષ્ટ કરે છે. શારદાપીઠોની સ્થાપના તે તેમની ભવિષ્યના પડો ભેદી જોવાની શક્તિનું દર્શન કરાવે છે. ટુંકમાં આ જ્ઞાનમૂર્તિ, સૌમ્યમૂર્તિ અને ત્યાગમૂર્તિનું જીવન રહસ્ય સમજવું અને તુલના કરવી તે સામાન્ય મનુષ્યની શક્તિની બહારની વાત છે.

## ૩–શાંકર ગ્રંથોનું નિરૂપણ

શ્રીમચ્છંકરાચાર્ય પ્રણીત ગ્રંથો કયા અને કેટલા તે વિવાદગ્રસ્ત પ્રશ્નનો નિર્ણય હજુ થયો નથી. તેમના મનાતા ગ્રંથોની એક યાદી ડૉ. આફ્રેના 'કેટેલૉગસ કેટેલૉગોરમ' ઉપરથી રા. બ. કમળાશંકરભાઈએ કરી છે. તે યાદીમાં લગભગ ૩૨૫ ગ્રંથો છે. તેમણે તેની યાદી બ્રહ્મસૂત્ર શાંકરભાષ્યાનુવાદ દ્વિતિય ભાગના પૃષ્ટ ૬૧૫ ઉપર. આપેલ છે. આ આ યાદી પૈકીના શારીરિક મીમાંસા સૂત્ર, ઉપનિષદો અને ભગવદ્ ગીતા એ પ્રસ્થાનત્રયી ઉપરના શ્રીમચ્છંકરાચાર્યના ભાષ્યો સુપ્રસિદ્ધ છે. પરંતુ આ શિવાયના યાદીમાં ગણાવેલ ગ્રંથો જે શ્રીમચ્છંકરાચાર્ય પ્રણીત મનાય છે તે વસ્તુતઃ એમના પ્રણીત છે કે નહિં તે વિષે મતભેદ છે. એમાંના ભાગ્યેજ તૃતીયાંશ એમના હશે એમ ડૉ. આફ્રે કહે છે. તે ગમે તેમ હોય પણ એ ગ્રંથો એમના તરીકે લોકમાં પ્રચાર પામ્યા કે એમને પૂજ્ય નામે અન્ય ગ્રંથકારે પ્રસિદ્ધિમાં આણ્યા એજ એમની પ્રતિષ્ઠા અને લોકવંદનીયતાની ઉત્તમ સાબીતી છે. પ્રસ્થાનત્રયીના ભાષ્યો કરતાં વેદાન્તના લઘુ ગ્રંથો અને અને સ્તોત્રાદિ કાવ્યોથી એમના મતનો લોકોમાં ઘણો પ્રચાર થયો અને

તાન્ત્રિક આદિ અનેક વેદદ્રેષી માર્ગો પરાસ્ત થઈ સત્ય વેદ ધર્મ પુનઃ સ્થાપીત થયો. તેમના આ લઘુ ગ્રંથો, સ્તોત્રો અને મુખ્ય ગ્રંથોની કુલ સંખ્યા કેટલાક વિદ્વાનો ૧૫૦ની માને છે. પરંતુ શંકરના ચુસ્ત ભક્ત શ્રીમન્નથુરામ શર્મા તેમના ૮૭ ગ્રંથો ગણાવે છે. તે બધા ગ્રંથો ૩૨૫ ગ્રંથોની યાદીમાં આવી જાય છે તેથી જુદી યાદી કરવામાં આવેલ નથી. પરતુ તેના માટે યાદીમાં ખાસ ચિહ્ન કરવામાં આવેલ છે. આ ગ્રંથોની વસ્તુનો કંઈક ખ્યાલ આપવા પ્રસ્થાનત્રયી શિવાયના અઢાર ગ્રંથોનું નિરૂપણ શ્રીમન્નથુરામ શર્માએ નીચે મુજબ કરેલ છે. તે જોવાથી શંકરના બીજા ગ્રંથોની વસ્તુનો ખ્યાલ સૌને આવી શકશે તે અઢાર ગ્રંથો અથવા અષ્ટાદશ રત્નો નીચે મુજબ છે.

**૧ સાધનપંચકસ્તોત્ર, ૨ સદાચારસ્તોત્ર, ૩ ષટ્પદીસ્તોત્ર અથવા ષટ્પદમંજરીસ્તોત્ર, ૪ વિજ્ઞાનનૌકાસ્તોત્ર, ૫ વાક્યસુધા, ૬ હરિમીડસ્તોત્ર, ૭ યોગતારાવલી, ૮ આત્મબોધ, ૯ તત્વબોધ, ૧૦ સ્વાત્મનિરૂપણ, ૧૧ ચર્પટપંજરિકાસ્તોત્ર, ૧૨ મોહમુદ્દગરસ્તોત્ર, ૧૩ સિદ્ધાંતબિંદુ, ૧૪ વાક્યવૃત્તિ, ૧૫ અપરોક્ષાનુભૂતિ, ૧૬ વિવેકચુડામણિ, ૧૭ શતશ્લોકી કિંવા વેદાંતકેસરી, ૧૮ ઉપદેશસહસ્ત્રી ગદ્યબંધ.**

**સાધનપંચકસ્તોત્ર**માં પાંચ શ્લોકો મોક્ષસાધનના નિરૂપણના છે ને છેલ્લો વા છઠ્ઠો શ્લોક ફલના નિરૂપણનો છે. **સદાચારસ્તોત્ર**મા ૫૪ શ્લોકો છે. એમાં અભેદ ભાવે બ્રહ્મની પ્રાપ્તિ કરવા માટે કેવા આચારો રાખવાની અગત્ય છે તે પ્રમાણ ને યુક્તિથી દર્શાવ્યું છે. **ષટ્પદીસ્તોત્ર**માં સાડા છ શ્લોક વડે ચિત્તની શુદ્ધિ, ચિત્તની સ્થીરતા અને પરમાત્માના અનન્યાશ્રય માટે પ્રાર્થના કરી છે અને અર્ધા શ્લોક વડે આ ષટ્પદીને પોતાના મુખકમલમાં સર્વદા રહેવાની ઇચ્છા દેખાડી છે. **વિજ્ઞાનનૌકા**માં દશ શ્લોકો છે. તેમાં પ્રથમના આઠ શ્લોકોમાં પોતાના બ્રહ્મસ્વરૂપનું ભિન્નભિન્ન પ્રકારે વર્ણન

કર્યું છે; અને નવમા શ્લોકમાં આ સ્તોત્રના અધ્યયનાદિ વડે થનારા ફલનું નિરૂપણ કર્યું છે; તથા દશમા શ્લોકમાં આ વિજ્ઞાનનૌકા વડે ભવસાગરના પારને પામેલા પુરુષને ધન્યવાદ આપ્યો છે. **વાક્યસુધા** નામના પ્રકરણ ગ્રંથમાં ૪૩ શ્લોકો છે. તેમાં મહાવાક્યના અર્થનો વિચાર કરી જીવનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મથી અભિન્ન સાક્ષી છે એમ પ્રમાણ ને યુક્તિથી સિદ્ધ કરી બતાવ્યું છે. **હરમીડેસ્તોત્ર**માં ૪૪ શ્લોકો છે. તેમાં ૪૩ શ્લોકોમાં સંસારાંધકારની અત્યંત નિવૃત્તિ કરનાર પરમાત્માની અભેદભાવે સ્તુતિ કરી છે; અને છેલ્લા શ્લોકમાં આ ઉત્તમ સ્તોત્રના અધ્યયનાદિ વડે થનારા ફલનું વર્ણન કર્યું છે. **યોગતારાવલી**માં ૨૮ શ્લોકો છે. તેમાં ચિત્તવૃત્તિને બ્રહ્માકાર કરવાના ઉપાયોનું સંક્ષેપમાં વર્ણન કરવામાં આવ્યું છે. **આત્મબોધ**માં ૬૮ શ્લોકો છે. તેમાં જીજ્ઞાસુએ કેવા વિચારો વડે આત્મસ્વરુપને જાણવું જોઈએ તેનો ઉપદેશ કરવામાં આવ્યો છે. **તત્વબોધમાં** મંગલાચરણથી ભિન્ન સર્વ ભાગ ગદ્યમાં છે. તેમાં સહેલી સંસ્કૃતભાષામાં આત્માથી અભિન્ન બ્રહ્મના સ્વરુપનું વર્ણન કરવામાં આવ્યું છે. **સ્વાત્મનિરૂપણ** નામના પ્રકરણ ગ્રંથમાં ૧૫૬ શ્લોકો છે. તેમાં પોતાના વાસ્તવિક સ્વરુપનું બહુ ઉત્તમ પ્રકારે નિરૂપણ કરવામાં આવ્યું છે. **ચર્પટપંજરિકા** નામના સ્તોત્રમાં ૧૬ શ્લોકો છે. તેમાં શાસ્ત્રાદિની વાસનાનો પરિત્યાગ કરી વિરાગાદિની પ્રાપ્તિ વડે પરમાત્માનું સ્મરણ ધ્યાન કરવાનો ઉપદેશ કર્યો છે. **મોહમુદ્ગર** સ્તોત્રમાં ૧૩ વા ૨૦ શ્લોકો છે. તેમાં ધનાદિ સંસારના વિષયોનું અસારપણું જણાવી સંસારમાં મનને રાગરહિત રાખવાનું તથા આત્મસ્વરુપ શોધવાનું જણાવ્યું છે. **સિદ્ધાંતબિંદુ** સ્તોત્રમાં ૧૦ શ્લોકો છે. તેમાં અદ્વિતીય, અબાધિત, સર્વ સંગ રહિતને પરમાનંદ રૂપ બ્રહ્મથી અભિન્ન આત્માનું નાના પ્રકારે વર્ણન કર્યું છે. **વાક્યવૃત્તિમાં** ૫૩ શ્લોકો છે. તેમાં મહાવાક્યના અર્થનો વિચાર કરી આત્મસ્વરૂપમાં કેવીરીતે સ્થિતિ કરવી તે દર્શાવ્યું છે. **અપરોક્ષાનુભૂતિ** નામના પ્રકરણ ગ્રંથમાં ૧૪૪

શ્લોકો છે. તેમાં સાધન સહિત આત્મસ્વરુપનું નિરૂપણ પ્રમાણ ને યુક્તિથી કરવામાં આવ્યું છે. **વિવેકચુડામણી** નામના પ્રકરણ ગ્રંથમાં ૫૮૦ શ્લોકો છે. આ મુમુક્ષુઓને પરમઉપયોગી ગ્રંથમાં આત્મજ્ઞાનના સાધનોનું, આત્મસ્વરુપનું, બ્રહ્મસ્વરુપનું તથા જ્ઞાનની દૃઢતા કરવાના ઉપાયોનું બહુ સારીરીતે વર્ણન કરવામાં આવ્યું છે. **શતશ્લોકીમાં** ૧૦૨ શ્લોક છે. તેમાં શ્રુતિઓને અવલંબીને આત્માથી અભિન્ન બ્રહ્મસ્વરુપનું નિરૂપણ કર્યું છે. **ઉપદેશસહસ્ત્રી** ગદ્યબંધ નામના પ્રકરણ ગ્રંથમાં ત્રણ પ્રકરણ છે. તેમાં શિષ્યપ્રતિ આચાર્યે કેવીરીતે બ્રહ્મબોધ કરવો તેનું, બ્રહ્મજ્ઞાનનું અને બ્રહ્મ વિચારનું નિરૂપણ છે. આ અષ્ટાદશ રત્નોમાં ષટ્પદી, વાક્યસુધા, હરિમીડે, આત્મબોધ, સ્વાત્મનિરૂપણ, સિદ્ધાંતબિંદુ વાક્યવૃત્તિ, અપરોક્ષાનુભૂતિ, વિવેકચુડામણિ ને ઉપદેશસહસ્ત્ર–આ ગ્રંથો ઉપર સંસ્કૃત ભાષામાં ટીકાઓ થયેલી છે. આ અઢાર ગ્રંથો પૈકી કેટલાકની હિંદી ભાષામાં ને કેટલાકની ગુજરાતી ભાષામાં પણ ટીકા થઈ છે, આ શંકરાચાર્યના ગ્રંથોની લોકપ્રિયતા સિદ્ધ કરે છે પણ તેનું ખરૂં માપ તો શાંકરભાષ્ય પર થયેલી ટીકાઓ–વાર્તિકો–વૃત્તિઓ વગેરેની માહિતીજ આપી શકે તેમ છે. તેથી તેનું ચિત્ર અત્ર આપવું ઉચિત ધારેલ છે.



## શંકર ભાષ્ય ઉપર અન્ય ટીકાઓ-૬

૧ શારીરિક ભાષ્ય નિર્ણય—આનન્દગિરિકૃત

૨ બ્રહ્મવિદ્યા ભરણુ—અદ્વૈતાનંદ

૩ રત્નપ્રભા—રામાનંદસરસ્વતીકૃત

૪ ભાષ્યદીપિકા—જગન્નાથયતિકૃત

## શંકર ભાષ્ય ઉપર વૃત્તિ ગ્રંથો

૫ ભિક્ષુસૂત્ર બાલ્ય વાર્તિક—બાળકૃષ્ણાનંદ

## બ્રહ્મસૂત્ર ઉપર નિબંધો

૬ સંક્ષેપ શારીરિક પદ્યાત્મક—સર્વજ્ઞાત્મમુનિકૃત

## બ્રહ્મસૂત્ર ઉપર વૃત્તિ ગ્રંથો-૧૩

૧ વૃત્તિ—ભગવાન ઉપવર્ષકૃત

૨ બ્રહ્મામૃતવર્ષિણી—રામાનંદસરસ્વતીકૃત

૩ બ્રહ્મસૂત્રવૃત્તિ—શંકરાનંદકૃત

૪ બ્રહ્મસૂત્રાર્થપ્રકાશિકા—જ્ઞાનેન્દ્રસ્વામીકૃત

૫ સુબોધિનિ—ગંગાધરકૃત

૬ મિતાક્ષરા—અન્નભટ્ટકૃત

૭ બ્રહ્મસૂત્ર તાત્પર્ય—ભૈરવ દીક્ષિતકૃત

૮ બ્રહ્મસૂત્રવૃત્તિ—રામભદ્રકૃત

૯ વૃત્તિ—ભવદેવમિશ્રકૃત

૧૦ દિગ્દર્શિની

૧૧ શંકરપાદભૂષણ—રઘુનાથશાસ્ત્રીકૃત

૧૨ વિદ્વજ્જન મનોરમા—રંગનાથકૃત

૧૩ વૃત્તિ—નારાયણભટ્ટકૃત

## સંક્ષેપ શારીરિકની ટીકાઓ–૬

૧ તત્વબોધિની—નૃસિંહાશ્રમકૃત

૨ વિદ્યામૃતવર્ષિણી—રાઘવાનંદસરસ્વતીકૃત

૩ સર્વાર્થપ્રકાશિકા—રામતીર્થકૃત

૪ સિદ્ધાન્તદીપ—વિશ્વદેવકૃત

૫ વિવરણ પ્રમેય સંગ્રહ—વિદ્યારણ્યકૃત

૬ શારીરિક રહસ્ય—રામતીર્થકૃત

## બ્રહ્મસૂત્રના અધિકરણ ગ્રંથો–૬

૧ શારીરિક મીમાંસા ન્યાયસંગ્રહ—પ્રકાશાત્મયતિકૃત

૨ વેદાંતનય ભૂષણ—સ્વયંપ્રકાશાનંદ સરસ્વતીકૃત

૩ વેદાંતસૂત્ર મુક્તાવલી—બ્રહ્માનંદ સરસ્વતીકૃત

૪ વેદાંતાધિકરણમાલા સટીકા—માધવાચાર્ય વિરચિતા

૫ શારીરિકન્યાયરક્ષામણિ—અપ્પયદીક્ષિત

૬ બ્રહ્મસૂત્રેન્દુશેખર—નાગોજી ભટ્ટકૃત

# ૪-શાંકર જીવનને સ્પર્શતા કેટલાક વિષયો

## (૧) શંકરાચાર્યનું સંસ્કૃત સાહિત્યમાં સ્થાન

શંકરાચાર્યની ભાષા ઘણી મધુર અને સરલ છે. વેદાંત જેવા શુષ્ક વિષયને આવી સુંદર ભાષામાં ઉતારવાનું કાર્યજ તેમને સાહિત્યમાં અનુપમ સ્થાન આપે છે. ગુજરાતી સાહિત્યમાં જેમ નરસિંહ મહેતાના પ્રભાતીયાં મીરાંના પદો, પ્રહ્લાનદના ભજનો અને દયારામની ગરબીઓએ લોકોના હૃદયમાં ઘર કર્યું છે તેમ શંકરાચાર્યવિરચિત સુંદર સ્તોત્રોની અસર તે કાળમાં હતી. બૃહત્સ્તોત્રરત્નાકરમાં આપેલા મોહમુદ્ગરાદિસ્તોત્રો તથા દેવી વિષ્ણુ વગેરેના સ્તવનોમાં ઉંચુ કાવ્યત્વ નજરે પડે છે. અર્થ ગૌરવ અને પદ લાલિત્યવાળાં તેમના સ્તોત્રો મનને મુગ્ધ કરી નાખે છે; અને હૃદયમાં તે ભાવો જાગૃત કરી તનમનાટ–અલૌકિક આનંદ ઉપજાવે છે. શંકરની સફળતાનું રહસ્ય તેની મધુરવાણી અને સરલ ભાષામાં સમાએલું છે. કાલિદાસ, બાણ, મયુર, હર્ષાદિ કવિઓ શંકરના સમકલીન હોવાની વાત શંકર દિગ્વિજયમાં લખી છે. પણ તે કવિઓ સમકાલીન હોવાની વાત શંકાસ્પદ છે. પરંતુ તે કવિઓ ઉપર શંકરની પ્રાસાદિક વાણીની અસર થઈ હોય તે વધારે સંભવિત છે. તેને લીધે શંકરભક્તે તેના નામોને પણ શંકર સાથે જોડેલાં જણાય છે. તે ગમે તેમ હોય, પરંતુ તેની ભાષા કાલિદાસાદિ કવિઓથી કોઈ રીતે ઉતરતી તો નથીજ. જેણે અદ્વૈત જેવા ગૂઢ રહસ્યનું તેની સરળ મધુર વાણીમાંથી પાન કર્યું હશે તેને આ વાત સ્પષ્ટ સમજાશે. શંકરાચાર્ય કેવળ પદ્યલેખકજ ન હતા. તેના ઉપદેશ સહસ્ત્રાદિ ગદ્ય લેખો પણ છે. જેમ તેના પદ્યમાં કિલષ્ટતાનો સદંતર અભાવ છે તેમ ગદ્ય લખાણમાં તેમના વિચારો–તર્કો એવા સરળ અને સુસબદ્ધ છે કે વાચકના હૃદયમાં તેના વિચારો સોંસરવા ઉતરી જાય. આજ કારણથી વિદ્વાનોનો મોટો ભાગ શાંકર મતાનુયાયી માલમ પડે છે.

૩૨૫ જેટલી સંખ્યાના ગ્રંથોની યાદી શંકર પ્રણીત ગણાય તેજ વાત સાહિત્યમાં તેનું ભવ્ય અને ઉન્નત સ્થાન નક્કી કરી નાખે છે. શકરાચાર્યે સંસ્કૃત ભાષાના જ્ઞાન ઉપરાંત પ્રાકૃત અને માગધી ભાષાનું જ્ઞાન સારૂં સપાદન કર્યું હતું. તેથી ભાષા ઉપરનો તેમનો કાબુ અજબ હતો. અલ્પ શક્તિવાળા મનુષ્યોએ પોતાના નામથી ગ્રથ બહાર પાડવાથી આ સાહિત્ય માર્તંડ પાસે ઝાંખા પડી જવાશે એ ભયથી શકરના નામે પુસ્તકો પ્રકટ કર્યા હશે તે બનવાજોગ છે. પરંતુ આ બધી હકીકત તે કાળે તેનો સાહિત્યના ક્ષેત્રમાં પ્રબળ પ્રભાવ હશે તે વાતજ સૂચવે છે. દ્વાપરમાં જો સાહિત્યનું 'નોબેલ પ્રાઈઝ' વેદવ્યાસને મળે તો કલિયુગમાં તે નોબેલ પ્રાઈઝ શકરનેજ મળે તે સ્પષ્ટ છે. શકરના જ્ઞાન પ્રભાવમાં જનતા એટલી બધી અંજાઈ ગઈ છે કે તેની આ પ્રકારની સાહિત્ય સેવાનો વિચાર કરવા હજુ લોકો પ્રેરાયેલ નથી. એટલું તો ચોકસ છે કે સંસ્કૃત સાહિત્યના વિકાસમાં શકરાચાર્યનો ફાળો મોટો છે અને તેનું સ્થાન અનુપમ છે.

## (૨) શંકરાચાર્યના સમયમાં દેશની સ્થિતિ

શકરના જન્મ પૂર્વે ભારતવર્ષની શું સ્થિતિ હતી તેનું આછું ચિત્ર આગળ આપેલ છે. હવે શંકરના સમયમાં દેશની પરિસ્થિતિ કેવી હતી તેની માહિતી મેળવવી એ દરેક શકરભક્ત માટે આવશ્યક છે.

**ધાર્મિકસ્થિતિઃ**—દેશભરમાં અનેક ધર્મો, ભિન્નભિન્ન મતો અને પંથો પ્રચલિત હતા. જેમ વામચાર્વાકાદિ મલિન પંથો હતા તેમ બૌદ્ધ જૈનાદિ સંસ્કારી ધર્મો પણ હતા. પરંતુ એકદરે બ્રાહ્મણોનું પ્રબળ વિશેષ હતું. સસારની બધી પ્રવૃત્તિઓમાં ધર્મનું પ્રધાન સ્થાન હતું. અનેક શાસ્ત્રાર્થો થતા. લોકોમાં ધર્મનો જુસ્સો એટલો બધો હતો કે તે માટે તેઓ પ્રાણ આપવામાં પણ પાછા હઠતા નહિ. કકચ કાપાલિક અને અભિનવગુપ્તના શંકરના જીવન પર જીવલેણ હુમલા તથા બૌદ્ધોનું કુમારિલભટ્ટને અગાસીમાંથી

ફેંકી દેવાનું નિર્દય કામ આ વાતનું સમર્થન કરે છે. ધર્મો માટે યજ્ઞાદિ કાર્યો મંડનમિશ્રની આગેવાની નીચે શરૂ થયાં હતાં. લોકો શ્રાદ્ધક્રિયા અને પુનર્જન્માદિમાં ફરીને માનતા થયા હતા. કાશી, કાંચી પ્રયાગ આદિ ધર્મ-ક્ષેત્રોનો મહિમા રાજધાનીના શહેરો જેવો હતો. રાજાઓ આચાર્યોને અપૂર્વ માન આપતા. અનેક ધર્મગ્રંથો પ્રકટ થયા હતા. ધર્મના શિક્ષણ માટે અનેક શારદાપીઠો હતી. પ્રસ્થાનત્રયી–એટલે ઉપનિષદ, ગીતા અને બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય કરે તેજ આચાર્ય કહેવાતા અને તે અપૂર્વ માન પ્રથમ શંકરાચાર્યનેજ મળ્યું. નવાં મંદિરો પણ તે કાળમાં બંધાતા હતાં. શિષ્યો ગુરૂસેવાપરાયણ હતા. ભારતવર્ષના બધા રાજ્યો જીતવાને બદલે બધા ધર્મોનો પરાજય કરવાની ભૂખ ધર્મની કંઈ જુદીજ સ્થિતિ સૂચવે છે.

**રાજકીયસ્થિતિઃ**—મગધ જેવાં મોટાં રાજ્યો હતાં. માળવા કે મગધમાં તે વખતે સુધન્વા અને દક્ષિણમાં રાજશેખર રાજા હશે એમ જણાય છે. દિગ્વિજયમાં અગણિત શહેરો પ્રાચીન જાહોજલાલીના અવશેષરૂપ હશે. પ્રવાસના સાધનો ઘણા સારાં હશે, કારણ કે થોડાજ સમયમાં ભારતવર્ષના તમામ ભાગોમાં શંકરનું પર્યટન એ વાતનુંજ સૂચન કરે છે. રાજાઓ મોટું લશ્કર રાખતા અને વિદ્વાનોને ઉત્તેજન આપતા. રાજાઓ પોતે પણ ઘણા વિદ્વાન હશે. રાજશેખરે રચેલાં નાટકો અને ત્રણ હજાર મહોરની બક્ષિસ ઉપરની હકીકતને પુષ્ટિ આપે છે. રાજાઓ ઘણી સ્ત્રીઓ પરણી શકતા તે અમરૂ રાજાના વૃત્તાંતથી સ્પષ્ટ થાય છે. ધર્મના બળે રાજાઓની દેશો જીતવાની મહત્વાકાંક્ષાને સૂકવી નાખી હતી. લોકોની આર્થિક સ્થિતિ બહુ નબળી નહિં હોય, કારણ કે ત્રણ હજાર શિષ્યો અને સુધન્વા રાજાના મોટા લશ્કર સાથે શંકરાચાર્યે અનેક સ્થળોએ પ્રયાસ કર્યાનું વર્ણન છે. આર્યાવર્તની સીમા તે કાળમાં ચોકસ થઈ ગઈ હતી. ઉત્તરમાં બદ્રિનાથ, પશ્ચિમમાં રામેશ્વર અને પૂર્વમાં ગોવર્ધન મઠ. ' જેમ

કોઇ કહે કે-હમણાંની પેઠે પૂર્વકાળમાં પણ મનુષ્યોમાં દેવોના સાક્ષાત્કારનું સામર્થ્ય નહતું, હમણાં જેમ કોઈ સાર્વભૌમ રાજા છે નહિં તેમ કોઈ પણ કાળે સાર્વભૌમ રાજા ન હતો ' ઇત્યાદિ ભગવાન્ શંકરાચાર્યે શારીરિક ભાષ્યમાં આપેલા વર્ણનથી તેમના સમયમાં સમગ્ર ભારતવર્ષનો કોઇ ચક્રવર્તી રાજા નહતો એમ સિદ્ધ થાય છે.

**સામાજિકસ્થિતિઃ**—શંકરાચાર્યના સમયમાં સ્ત્રીઓનિ પ્રતિષ્ટા અપૂર્વ હતી. સ્ત્રીઓ ઘણી વિદ્વાન હતી. સમાજમાં અગ્રભાગ લઈ શકતી. ભારતીનું શાસ્ત્રાર્થ વખતે મધ્યસ્થપણું એ તે કાળનું સ્ત્રીઓ પ્રત્યે માનનું અને ન્યાયબુદ્ધિનું ઉત્તમ દૃષ્ટાંત છે. બાળ લગ્ન તો થતાંજ નહિ. લગ્નની ગાંઠમાં જોડાતાં પહેલાં વર કન્યાની સંમતિ લેવામાં આવતી. માતપિતા વિત્ત કરતાં વિદ્વત્તાને વધારે પસંદ કરતા હતા. કન્યા વિક્રયનું સ્વપ્નું પણ તે કાળમાં ન હતું. શંકર, શિવગુરૂ, મંડનમિશ્રાદિના લગ્ન પ્રસંગોએ તેઓની અનુમતિ લેવી પડી હતી, એ હકીકત તથા સંસારથી વિરક્ત ઘણા બ્રહ્મચારી શિષ્યોનું અસ્તિત્વ ઉપર્યુક્ત વાતને પુષ્ટિ આવે છે. અતિથિ સત્કાર તે ગૃહસ્થનો મુખ્ય ધર્મ હતો; અને વિદ્વત્તાની કદર તે કાળે થઈ શકતી. બ્રાહ્મણો અને વિદ્વાનોમાં ઈર્ષા હતી. જ્ઞાતીની સંસ્થા કંઇક બળવાળી હતી. તે વખતે લોકોનો મુખ્ય આદર્શ બળવાન યોદ્ધા કે ધનવાન પુરુષ નહિં પણ સર્વજ્ઞ મનુષ્યનો હતો. અનેક શાસ્ત્રોના અભ્યાસ સાથે વ્યવહારિક જ્ઞાનની જરૂર મનાતી હતી એ બાબત ભારતીના કામકલાના સૂક્ષ્મ પ્રશ્નો ઉપરથી સૂચીત થાય છે. એકંદરે શંકર જન્મ પછી તેના પ્રભાવશાળી વ્યક્તિત્વને લીધે કે બીજા કારણોને લીધે ધાર્મિક રાજકીય અને સામાજિક વાતાવરણમાં મોટું રૂપાંતર થયું હોય એમ જણાય છે.

## (ઃ) વેદાંત ધર્મ કેમ સફળ થયો ?

અનેક વિદેશી ધર્મોના તોફાનો અને આંતરદેશીય સંપ્રદાયોના મોજાંઓ સહન કરી અડગ ખડકની પેઠે વેદાંત ધર્મ નિશ્ચલ અને નિર્વિકાર રહી સમાજપર પ્રભાવ પાડે છે. આ પ્રશ્ન ઉકેલવો આવશ્યક છે. તેના સબંધમાં ત્રણ કારણો આપી શકાય. (૧) રાજકીય વાતાવરણને લીધે લોકોની બદલાયલી મનોદશા (૨) શંકરાચાર્યના તત્વજ્ઞાનની ઉત્કૃષ્ટતા (૩) વેદાંત-ધર્મનું પ્રચલિત ધર્મોની એકવાક્યતા કરવાનું સામર્થ્ય.

**રાજકીયવાતાવરણઃ**—બૌદ્ધધર્મ સામાન્ય રીતે ઉત્સાહી, બળવાન અને આશાવાદી પ્રજાને વધારે અનુરૂપ છે. આ ધર્મ એવી પ્રજાને વધારે અનુકૂળ આવી શકે કે જેને જગત અને જીવન સત્ય છે અને કર્મનો બદલો અહિ પ્રત્યક્ષ છે એવી પરમ શ્રદ્ધા હોય. પરંતુ આર્યાવર્તની સ્થિતિમાં બુદ્ધના સમય પછી ઘણું રૂપાંતર થઈ ગયું હતું. એલેકઝાન્ડર અને ત્યાર પછીના સતત વિદેશી હુમલાઓએ લોકોને નિરાશાવાદી કરી નાખ્યા હતા. તે ભયંકર કાળમાં બધું ક્ષણિક અને નાશવંત સૌને જણાયું હશે. હજારો માણસો ઉપર અમલ ચલાવનાર રાજાનું કુટુંબ ક્ષણવારમાં યુદ્ધના અનિશ્ચિત પરિણામને લીધે કઢંગી દશામાં મુકાઈ જતું. પ્રખર બુદ્ધિપ્રભાવ અને અવિરતશ્રમથી એકઠી કરેલી વેપારની મુડી વિજેતાઓ ક્ષણવારમાં લૂટી લેતા. ઉગતા યુવકો ખીલતા પુષ્પ જેમ લડાઈના મેદાનમાં પળમાં કરમાઈ જતા. જીવનયુદ્ધ વધારે તીવ્ર ભયંકર થવા લાગ્યું હતું. સારાસારનો વિચાર કર્યા શિવાય સૌ સ્વાર્થને વળગતા હતા. માણસોને પ્રતીતિ થવા લાગી હતી કે પોતાનું ભાવિ કેવળ પોતાના હાથમાં નથી, પણ બહારની પરિસ્થિતિ ઉપર વધારે આધાર રાખે છે. દુષ્કાળ અને રોગોની પીડા લડાઈના દુઃખોમાં વધારો કરતાં હતાં. ટુંકામાં સારા ચિન્તક અને ડાહ્યા માણસને એમજ ભાસ થવા લાગ્યો કે જીવન

તો દુઃખની પરંપરા છે. તેમાંથી મૃત્યુ એજ મુક્તિ છે. આવા વિપરિત કાળમાં ભગવાન બુદ્ધના સીધા અને સાદા નીતિના સિદ્ધાંતો લોકોને રૂચે તેમ ન હતા. પ્રજાની આ મનોદશાના ખરા ચિકિત્સક ભગવાન શંકરાચાર્યે લોકોના દુઃખોને વિદારવા સમર્થ એવી રામબાણ દવારૂપ વેદાંત ધર્મનો પ્રચાર કર્યો.. તેણે ઉદ્‌ઘોષ કર્યો કે જગત માયા છે. તેમાં ફસાઈ રહેવું તે મૂળ સ્વરુપને મૂકી પડછાયો પકડવા જેવું છે. જગત મોટી નાટકશાળા છે. તેમાં દરેક વ્યક્તિ પોતાના માટે નિર્માણ થયેલો પાઠ ભજવે છે. જેમ નાટ્યશાળામાં રાજાના અને સિપાઈના પાત્રો મૂળ તો સાધારણ વ્યક્તિઓ છે તેમ આપણ ગમે તે સ્થિતિમાં હોઇએ તોપણ તત્વજ્ઞાનની દૃષ્ટિએ તેમાં કંઈ ફરક નથી. મનુષ્યો પોતાના કુટુંબની જંજાળમાં મિથ્યા પડયા રહે છે. માતપિતા, ભાઇબેન, સ્ત્રી પુત્રાદિક સૌ મર્ત્ય છે. જગતમાં સર્વ વસ્તુ નાશવંત છે. કેવળ અવધિનો પ્રશ્ન છે. તો પછી સર્વ કલ્યાણરૂપ અને સામાન્ય નિયમોથી પર એવા પરબ્રહ્મમાં મન કેમ ન જોડવું ? આમ કરવાથી આપણી ટુંકી દૃષ્ટિ અને અવિદ્યાએ કરી દુઃખી થવાને બદલે સદા કલ્યાણકારી એવા સચ્ચિદાનંદ સ્વરુપને કેમ ન મેળવીએ ? આ રીતે પરિસ્થિતિ અને લોકોની મનોદશા તે કાળમાં શાંકર તત્વજ્ઞાનને બહુ અનુકૂળ હતી. દુઃખી ગરીબ અને પરાધીન પ્રજાની મનોદશાને શાંકર ધર્મ બહુ આશ્વાસનરૂપ છે. નવું બળ આપે છે.

**શાંકરતત્વજ્ઞાનની ઉત્કૃષ્ટતાઃ**—શંકરે જે વેદાંત ધર્મની સ્થાપના કરી છે, જે તત્વજ્ઞાનનો પ્રચાર કર્યો છે, તેનું મૂળ વેદો અને ઉપનિષદોમાં હતું. કૃષ્ણ યજુર્વેદ **अहं ब्रह्मास्मि ।** સામવેદ **तत्वमसि ।** અથર્વવેદ **अयं आत्मा ।** એમ બધા વેદો એકજ મતલબના સિદ્ધાંતોને પ્રતિપાદન કરે છે. આ રીતે વેદ અને ઉપનિષદોની ભવ્ય અને પ્રચંડ ભાવનાઓની શંકરાચાર્યને સહાય મળી. તેથી વેદાંત ધર્મને વધારે ગતિ મળી અને નવું બળ આવ્યું.

તદુપરાંત ષડ દર્શનોની એકવાક્યતાએ તે સમયના સર્વ ધર્મોને પરાસ્ત કર્યા. નવીન ધર્મ સ્થાપવાની આ પદ્ધતિની જનતા પર એટલી બધી છાપ પડી છે કે નવીન આચાર્યોને પણ તે પદ્ધતિનો સ્વીકાર કરવાની ફરજ પડી છે. વેદ ઉપનિષદ, ગીતા અને બ્રહ્મસૂત્રના પ્રમાણ વિનાના પંથો અને સંપ્રદાયો માટે આજપણ હિંદુધર્મમાં મોટું સ્થાન નથી.

**વેદાંત ધર્મનું તત્વજ્ઞાનઃ**—આ તત્વજ્ઞાન એટલું બધું ઉત્કૃષ્ટ છે કે મહાજ્ઞાનીઓના જ્ઞાનની ભૂખને સંતોષે છે. અજ્ઞાનીઓની ઉપેક્ષા કરતું નથી. અધિકાર અને પાત્ર પરત્વે તેમાંથી સૌ કોઈને પોતાને અનુકૂળ વસ્તુ મળી રહે છે, સામાન્ય નીતિના સિદ્ધાંતો આ વ્યાપકધર્મ આગળ બહુ શુષ્ક લાગે છે. હિંદુ લોકોની જ્ઞાન અને ધર્મની ભાવના એટલી પ્રબળ છે કે વિદેશી ધર્મોનું તત્વજ્ઞાન તેની પાસે ઝાંખુ લાગે છે, તેથીજ જરથુસ્ત, ઈસ્લામ અને ખ્રિસ્તી ધર્મના પ્રવાહને હિંદુ જનતા સુલભતાથી ખાળી રહેલ છે. આ બધા ઉપરાંત આચાર્યશ્રીનો ત્યાગ અને તેના ભવ્ય વ્યક્તિત્વની અસર પણ કંઈ ઓછી નથી.

**વેદાંત ધર્મનું સ્વરૂપઃ**—વેદાંત ધર્મના ઉંડા રહસ્યો અને વિવરણ કરવાનો અહિ ઉદ્દેશ નથી. તે કાર્ય માટે સ્વતંત્ર નિબંધો અને અનેક પુસ્તકો પ્રકટ થયેલ છે, પરંતુ આ સ્થળે વેદાંતધર્મનું કંઈ આછું સ્વરૂપ રા. બ. કમળાશંકરભાઈના શબ્દોમાં આપવું અસ્થાને નહિં ગણાય. વેદાંત ધર્મ મુખ્યત્વે જ્ઞાનપ્રધાન માર્ગનું પ્રતિપાદન કરે છે. કર્મમાર્ગ અને ભક્તિમાર્ગની જરાપણ ઉપેક્ષા કરી નથી. ઉલટું શરીર અને મનને પવિત્ર અને એકાગ્ર રાખવા માટે કર્મની જરૂર છે અને મન એકાગ્ર થયા વગર જ્ઞાન પ્રાપ્ત થતું

નથી એમ પ્રતિપાદન કરેલ છે. આ પ્રમાણે કર્મ ભક્તિ અને જ્ઞાન ક્રમિક સોપાનપરંપરા છે. શ્રીમચ્છંકરાચાર્યે અધિકારપરત્વે સર્વ માર્ગો સ્વીકાર્યા છે. અનેક દેવદેવી પૂજકોને અશુદ્ધ અને તિરસ્કાર યોગ્ય માર્ગોના આચારોમાંથી પાછા ફેરવી પંચાયતન દેવતાના પૂજનના શુદ્ધમાર્ગમાં પ્રવર્તાવ્યા. આ પ્રમાણે તેમના અધિકારનો વિચાર કરી જે ભૂમિકા સુધી ચઢવાને તેઓ યોગ્ય હતા તે ભૂમિકા સુધીજ તેમને ચઢાવ્યા; પરંતુ ત્યાંસુધીના તેમનાં આચરણ શુદ્ધ અને પવિત્ર કર્યાં. એજ પ્રમાણે ભક્તિની પણ જરૂર છે એમ તેમણે સ્વીકાર્યું છે. સાધારણ મનુષ્યોનાં હૃદયમાં નિર્ગુણ બ્રહ્મનું સ્વરૂપ ઉતરી શકતું નથી. આચાર્યશ્રીના માતાએ પણ કહ્યું કે નિર્ગુણ સ્વરૂપ મારાથી કળી શકાતું નથી, મને સગુણ સ્વરૂપ સમજાવો. આચાર્યે 'ભજ ગોવિન્દમ્' આદિ સ્તોત્રો રચ્યાં છે તે સામાન્ય મનુષ્યોને સગુણ બ્રહ્મ સમજાવી ભક્તિમાર્ગમાં પ્રવર્તાવવાને માટેજ છે. પરંતુ કર્મ અને ભક્તિ એ માત્ર સાધનરૂપ છે. બ્રહ્મજ્ઞાન સ્વરૂપજ છે. એ સ્વરૂપનું સમ્યગ્ દર્શન એજ મોક્ષ છે. એ ઉપનિષદનું રહસ્ય તેમણે શારીરિક સૂત્ર ભાષ્ય, ઉપનિષદ્ ભાષ્ય અને ગીતા ભાષ્યમાં સ્થળે સ્થળે પ્રતિપાદન કરેલ છે. શંકરાચાર્યના માર્ગને શિવ માર્ગ કહેવો એ ભૂલ ભરેલું છે. શ્રીમચ્છંકરાચાર્યે વિષ્ણુના તેમજ દેવીના સ્તોત્રો રચ્યાં છે. તેઓ સર્વ દેવદેવીઓને બ્રહ્મના ભિન્ન સ્વરૂપજ માનતા. આવો વ્યાપક માર્ગ પ્રવર્તાવ્યો અને તેનીજ સાથે ઉચ્ચ ભૂમિકા દર્શાવી ઉપનિષદોની એકવાક્યતા કરી. એથીજ આચાર્યે જગદ્ગુરૂની યોગ્ય પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે.

## (૪) વેદાંત ધર્મની મહત્તા

ડ્યુસન કહે છે કે 'વેદાંત જેવા આધ્યાત્મિક વિદ્યાના મંદિરમાં પણ મનુષ્ય જાતિને સ્વાભાવિક એવું જે વસ્તુવાદ તરફનું વલણ તે દાખલ થયું છે. તેથી શંકરના અદ્વૈતથી ભિન્નવાદો રામાનુજ, મધ્વ ને વલ્લભાચાર્યના વિશિષ્ટાદ્વૈત, દ્વૈત ને શુધ્ધાદ્વૈત ઉત્પન્ન થયા છે. પણ હજુ તેમના મતથી હિંદુસ્તાન સ્વમાર્ગથી પ્રચલિત થયું નથી, અને તેની પુષ્ટિમાં રા. —બ. કમળાશંકરભાઈ જણાવે છે કે ૧૦૦ વેદાન્તીઓમાં કદાચ ૧૫ રામાનુજ મતના ૫ મધ્વના ૫ વલ્લભના અને ૭૫ શંકરાચાર્યના અનુયાયીઓ છે.

આ મહાન ધર્મનું સાર્વભૌમધર્મમાં ઘણું ઉન્નત સ્થાન છે તે નિઃસંશય છે. શોપેનહાર, કેંટ, પ્લેટો, મેક્સમુલર, બર્કલી, ડૉ. ડયુસન, ફ્રેડરિક સ્લેગલ વગેરે પાશ્ચાત્ય વિદ્વાનોએ વેદાંત માટે ઘણા ઉંચા અભિપ્રાય આપ્યા છે; અને તેને જગતના મહાન ધર્મ તરીકે સૌ સ્વીકારે છે. ફ્રાન્સના તત્વજ્ઞાનના ઇતિહાસકાર વિકટર કઝિને વેદાંતધર્મને નિચેના શબ્દોમાં પ્રેમાંજલિ અર્પણ કરી છેઃ—

'પૂર્વ તરફના, તેમાં મુખ્યત્વે હિંદુસ્તાનના, કાવ્ય, સાહિત્ય અને તત્વજ્ઞાનના આદર્શરૂપ પુસ્તકોનો પ્રચાર યુરોપમાં થવા માંડ્યો છે. એ પુસ્તકો આપણે વાંચીએ છીએ ત્યારે આપણને તેમાં ઘણાં સત્યો અને તે વળી ગંભીર સત્યો માલમ પડે છે; અને યુરોપના વિદ્વાનોની બુદ્ધિ એને મુકાબલે કેવાં ક્ષુદ્ર પરિણામો લગણ અટકી છે એનો આપણે જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે આપણને પૌરસ્ત્ય તત્વજ્ઞોને દંડવત પ્રણામ કરવાની જરૂર પડે છે. અને મનુષ્ય જાતિની આરંભભૂમિ પૂર્વમાં ઉત્તમમાં ઉત્તમ તત્વજ્ઞાનનું કુદરતી સ્થળ છે એમ કબૂલ કરવું પડે છે.'

## (૫) શંકરાચાર્ય પરના આક્ષેપો અને શાંકરમતાનુયાયીઓની ફરજ

ધર્મની બાબતમાં સંકુચિત દૃષ્ટિવાળા કાશી નિવાસી પંડિત ગોવિન્દસિંહ સાધુએ ન્યાયસિદ્ધાન્તમુક્તાવલી નામના ગ્રંથની પ્રસ્તાવનામાં આચાર્યશ્રી પર કેટલાક મિથ્યા આક્ષેપો મુક્યા છે તથા પદ્મપુરાણમાં નીચે પ્રમાણે નિંદા કરી છે.

**मयैव कथितं देवी कलौ ब्राह्मणरुपिणा ।**
**सार्थं च श्रुतिवाक्यानां दर्शयँल्लोकगर्हितम् ॥१॥**
**कर्मस्वरुपत्याज्यत्वमत्र च प्रतिपाद्यते ।**
**सर्वकर्मपरिभ्रंशान्नैष्कर्म्यं तत्रयोच्यते ॥२॥**
**परात्मजीवयोरैक्यं मयाऽत्र प्रतिपाद्यते ।**
**ब्रह्मणोऽस्य परं रुपं निर्गुणं दर्शितं मया ॥३॥**
**सर्वस्य जगतोप्यस्य नाशनार्थं कलौ युगे ।**
**वेदार्थवन्महाशास्त्रं मायावादमवैदिकं ॥४॥**
**मयैव कथितं देवी जगतां नाशकारणं**

આ બધા આક્ષેપોનું એક કારણ તેજોદ્વેષ અને બીજું શાંકરતત્વજ્ઞાનથી વિશેષ ઉચ્ચભૂમિકા શોધવી અશક્ય હોવાથી, આ પ્રકારના મલિન આક્ષેપોનો ઉપયોગ ઘણાઓએ કરેલ છે. સૂર્યને ધૂળ ઉડાડનાર મનુષ્યની પોતાનીજ આંખમાં ધૂળ ઉડે છે તેમ તેઓ પોતેજ પાછા પડે છે. શાંકરધર્મની સમ્પ્રત સ્થિતિ તેજ વાતને સિદ્ધ કરે છે.

આ મહાન ધર્મનો અભ્યાસ અને જગદ્‌ગુરૂની જીવનલીલાનું જ્ઞાન ઘેર ઘેર થાય તે માટે સૌ ધર્મિષ્ટ જનોએ યોગ્ય પ્રયાસો કરવા ઘટે છે. બંગાળામાં આચાર્યશ્રીના નામ માટે ઘણી ભક્તિ છે. તે ભક્તિને કાયમ રાખવા અવિરત પ્રયત્નો ચાલુ છે. કેટલાક શાંકરભક્તોએ શંકર પ્રત્યેના અનન્ય અનુરાગને લીધે શંકરાબ્દ ચાલુ કરવાની હીમાયત કરેલ છે. રાજરાજેશ્વરાશ્રમ સ્વામીએ પોતાના ગ્રંથોમાં શંકરાબ્દ વર્ષો લખેલ છે. એટલું ખુશી થવા જેવું છે કે વડોદરા રાજ્ય તરફથી શારદામઠમાં આચાર્યશ્રીની તેમના શિષ્યો સહિત ખાસ તૈયાર કરેલ મંદિરમાં પ્રતિષ્ઠા કરવામાં આવી છે. આવા પ્રયત્નો અન્ય સ્થળોએ થવાની જરૂર છે. શંકર જયન્તી પ્રત્યેક વર્ષે શ્રૌતસ્માર્ત પ્રજાએ ઉજવવી જોઈએ. પીઠસ્થાનોમાં તો તે ખાસ કરીને આવશ્યક છે. પીઠનું ગૌરવ વધારવું તે પ્રજાના પોતાના હાથમાં છે. શંકરાચાર્યે સ્થાપન કરેલી ચારે પીઠોની અત્યારે શોચનીય સ્થિતિ છે. દક્ષિણમાં બે પીઠો થયેલી છે અને ત્યાં બે આચાર્યો છે. જ્યોતિર્મઠ વિચ્છિન્ન છે. શારદાપીઠ અને ગોવર્દ્ધનપીઠના આચાર્યોના ઝઘડાઓ કોર્ટોમાં ચાલે છે. આ વખતે રાજા મહારાજાઓએ, પંડિતોએ અને પ્રજાએ મળી નિર્ણય કરી ભગવાન આદ્યશંકરાચાર્યે સ્થાપેલ પીઠોને સુરક્ષિત અને ગૌરવવાળી રાખવી તે પરમ ધાર્મિક ફરજ છે. તોજ આ મહાન ધર્મની રક્ષા થશે અને આચાર્યના ત્યાગ અને સેવાની હિંદુ જનતાએ સેવા કરી કહેવાશે.

**शांकरं शंकराचार्यं केशवं बादरायणं ।**
**सूत्रभाष्यकृतौ वन्दे भगवन्तौ पुनः पुनः ॥**



# શ્રીમચ્છંકરાચાર્યે પ્રણીત કરેલા એમ મનાતા ગ્રન્થોની યાદી

---

*અચ્યુતાષ્ટક
અજપાગાયત્રીપુરશ્ચરણપદ્ધતિ
અજપા સ્તોત્ર
અજ્ઞાનબોધિની (આત્મબોધ પર ટીકા)
અથર્વવેદાન્તર્ગતોપનિષદ્ભાષ્ય
અદ્વૈતપંચપદી
અધ્યાત્મપ્રકાશ
અધ્યાત્મબોધ
અધ્યાત્મવિદ્યોપદેશ
અધ્યાસભાષ્ય
અનુભવપંચરત્ન
અનુસ્મૃતિ
અન્નપૂર્ણા નવરત્નમાલિકા
*અન્નપૂર્ણાસ્તોત્ર
*અપરાધક્ષમાસ્તોત્ર
અપરાધસુંદરસ્તોત્ર
અપરાધસ્તોત્ર
*અપરોક્ષાનુભૂતિ
અપરોક્ષાનુશ્રુતિ
અમરૂશતક ટીકા
*અંબાષ્ટક
અર્ધનારીશ્વરાષ્ટક
*અવધૂતષટ્ક
અવ્યક્તમૂર્તિમાનસપૂજન
અષ્ટાંગયોગ
આગમશાસ્ત્રવિવરણ
આંજનેય સ્તોત્ર
આત્મજ્ઞાનોપદેશ પ્રકરણ
આત્મનિરૂપણ
*આત્મપંચક
*આત્મબોધ(અને ટીકા અજ્ઞાનબોધિની)
*આત્મષટ્ક
*આત્માનાત્મવિવેક
આત્મોપદેશવિધિ
*આનન્દલહરી કે સૌન્દર્યલહરી
આનન્દલહરીસ્તોત્ર
આર્યા
આર્યા સપ્તતિ
*ઈશાવાસ્યોપનિષદ્ભાષ્ય
ઉત્તરગીતા વ્યાખ્યા
ઉપદેશપંચક
*ઉપદેશસહસ્રી ( સટીક ગદ્યપ્રબન્ધ, પદ્યબન્ધપ્રબન્ધ)
એકશ્લોકી ત્યુપદેશ
*ઐતરેયોપનિષદ્ભાષ્ય
કનકધારાસ્તોત્ર

જ્ઞાનોપદેશ
તત્વસંગ્રહ
*તત્વસાર (તત્વબોધ ?)
તન્ત્રસાર
તાંડવસ્તોત્ર
તાતાપજ્જૂટીકા
તારા રહસ્ય
*તૈત્તિરીયોપનિષદ્દભાષ્ય
ત્રિપુટીપ્રકરણ કે ત્રિપુર્યુપનિષદ્દ
*ત્રિપુરસુંદરીમાનસપૂજા
ત્રિપુરસુંદરીમાનસિકોપચારપૂજાસ્તોત્ર
*ત્રિપુરસુંદરીસ્તોત્ર
*ત્રિવેણીસ્તોત્ર
ત્રિશતીનામાર્થપ્રકાશિકા
દક્ષિણામૂર્તિકલ્પ
દક્ષિણામૂર્તિમન્ત્રાર્ણવ
*દક્ષિણામૂર્તિસ્તોત્ર.
દક્ષિણામૂર્ત્યષ્ટક (ને ટીકા)
દત્તભુજંગસ્તોત્ર.
દત્તમહિમાખ્યસ્તોત્ર.
, દત્તાત્રેયસ્તવરાજ.
દશરત્નવિધાન.
દશશ્લોકી (ચિદાનન્દસ્તવરાજ જુઓ)
(સિદ્ધાન્તબિંદુસહિત).
દશાવતારમૂર્તિસ્તોત્ર.
દૃગ્દૃશ્યપ્રકરણ.
દેવીપંચરત્ન.
દેવીપંચસ્તવી
દેવીભુજંગ
દેવીમાનસપૂજન.
દેવીમાનસપૂજાવિધિ.
દેવીસ્તુતિ.
દેવ્યપરાધક્ષમાપનસ્તોત્ર.
દેવ્યમ્બિકાયા માનસિકપૂજાસ્તોત્ર
દેવ્યામાનસિકપૂજા.
દ્વાદશપંજરિકાસ્તોત્ર.
દ્વાદશમંજરી.
દ્વાદશમહાવાક્યવિવરણ.
દ્વાદશમહાવાક્યસિદ્ધાન્તનિરૂપણ.
દ્વાદશલિંગસ્તોત્ર.
ધ્યાનસ્તોત્ર.
*નર્મદાષ્ટક.
નવરત્નમાલિકા.
નારાયણસ્તોત્ર.
નારાયણોપનિષદ્દભાષ્ય.
નિજાનન્દાનુભૂતિપ્રકરણ.
*નિરંજનાષ્ટક.
*નિર્વાણદશક.
*નિર્વાણષટ્ક.
નૃસિંહતાપનીયોપનિષદ્દભાષ્ય.
નૃસિંહપંચરત્નમાલા.
નૃસિંહભુજંગસ્તોત્ર.
પંચચામરસ્તોત્ર
પંચપ્રકરણી ને ટીકા.

પંચમાશ્રમવિધિ.
પંચરત્ન.
પંચપ્રણામ.
પંચવક્ત્રસ્તોત્ર.
પંચાધ્યાયોપદેશ
પંચીકરણમહાવાક્યાર્થ.
પદકારિકારત્નમાલા (?)
પદપુષ્પાંજલિસ્તોત્ર.
પરમહંસોપનિષદ્ધૃદય.
*પરાપૂજા.
પાંડુરંગાષ્ટક.
પાષણ્ડમુખચપેટિકા.
પૂર્વતાપનીયોપનિષદ્ભાષ્ય.
*પ્રપંચસાર.
*પ્રબોધસુધાકર.
*પ્રશ્નોત્તરમાલિકા ને પ્રશ્નોત્તરરત્નમાલા
*પ્રશ્નોપનિષદ્ભાષ્ય.
બાલકૃષ્ણાષ્ટક.
બાલબોધસંગ્રહ.
બાલબોધિની.
બાલપંચરત્ન.
બાલાષ્ટોત્તરશતનામ.
*બૃહદારણ્યકોપનિષદ્ભાષ્ય.
બ્રહ્મગીતાટીકા.
*બ્રહ્મચિન્તનિકા.
બ્રહ્મજ્ઞાન.
*બ્રહ્મનામાવલી.
બ્રહ્મભાવસ્તોત્ર.
*બ્રહ્મસૂત્રભાષ્ય કે શારીરકમીમાંસાભાષ્ય
બ્રહ્માનન્દસ્તવ.
બ્રહ્મૈકપ્રકરણ.
*ભગવદ્ગીતાભાષ્ય.
ભગવન્માનસપૂજા.
ભટ્ટિકાવ્યટીકા.
ભવાનીભુજંગ.
ભવાન્યષ્ટક.
ભાવનોપનિષદ્.
ભુજંગપ્રયાત.
*ભૃગુવલ્લ્યુપનિષદ્ભાષ્ય.
ભૈરવાષ્ટક.
ભ્રમરામ્બાષ્ટક.
*મઠામ્નાયાદિવિચાર.
*મણિકર્ણિકાષ્ટકસ્તોત્ર.
મણિરત્નમાલા.
*મનીષાપંચક.
મસ્કરીય.
મહાકારણપ્રકરણ.
મહાકાલિકાસ્તોત્ર.
મહાપુરૂષસ્તોત્ર.
મહાવાક્યપંચીકરણ.
મહાવાક્યવિવરણ.
*મહાવાક્યવિવેક (?)
મહાવાક્યસિદ્ધાન્ત.
મહાવાક્યાર્થ.

મહાવેદાન્તાષ્ટક.
*માંડૂક્યોપનિષદ્ભાષ્ય.
માનસપૂજાવિધિ.
માનસિકપૂજા.
મીનાક્ષીસ્તોત્ર.
મુકુન્દચતુર્દશ.
*મુંડકોપનિષદ્ભાષ્ય.
મૈત્રાયણીયોપનિષદ્ભાષ્ય.
*મોહમુદ્ગર.
યતિસ્વધર્મભિક્ષાવિધિ.
*યમુનાષ્ટક.
*યોગતારાવલી.
રાગદ્વેષપ્રકરણ.
*રાઘવાષ્ટક.
રાજયોગ.
રાજરાજેશ્વરીમાનસપૂજા.
રામભુજંગ.
રામસપ્તરત્ન.
રામાષ્ટક.
લક્ષ્મીનૃસિંહસ્તોત્ર.
*લઘુવાક્યવૃત્તિ ને ટીકા.
લલિતાત્રિશતીભાષ્ય.
લલિતાસહસ્રનામભાષ્ય.
લલિતાસ્તવરત્ન.
લિંગાષ્ટક.
*વજ્રસૂચ્યુપનિષદ્ ને ટીકા.
*વરદગણેશસ્તોત્ર.
*વાક્યવૃત્તિ.
*વાક્યસુધા.
*વિજ્ઞાનનૌકા.
*વિવેકચૂડામણિ કે વેદાન્તવિવેકચૂડામણિ
વિશ્વનાથનગરીસ્તોત્ર.
વિષ્ણુનામસ્તોત્ર.
વિષ્ણુપાદાદિકેશાન્તસ્તુતિ.
વિષ્ણુભુજંગ.
વિષ્ણુષટ્પદી.
*વિષ્ણુસહસ્રનામભાષ્ય.
વિષ્ણુસ્તોત્ર.
વૃદ્ધબ્રાહ્મણોપનિષદ્ભાષ્ય.
વેદસાર શિવસહસ્રનામ.
વેદસારશિવસ્તવ.
વેદાન્તતત્વબોધ.
વેદાન્તપ્રક્રિયા
વેદાન્તમન્ત્રવિશ્રામ.
વેદાન્તશાસ્ત્ર.
વેદાન્તશાસ્ત્રસંક્ષિપ્તપ્રક્રિયા.

વેદાન્તસાર.
વેદાન્તસિદ્ધાન્તદીપિકા.
વૈરાગ્યશતક.
શંકરપાર્વતીસ્તોત્ર.
*શતશ્લોકી ને ટીકા.
શરભહૃદય.
શાકટાયનોપનિષદ્ભાષ્ય (?)
શાસ્ત્રદર્પણ.
શિક્ષાપંચક.
શિવકેશાદિપાદાન્તવર્ણનસ્તોત્ર.
શિવગીતાવ્યાખ્યા.
શિવદશક.
શિવનામાવલી.
શિવપંચરત્નસ્તોત્ર.
શિવપંચવદનસ્તોત્ર.
*શિવપંચાક્ષરસ્તોત્ર.
શિવપાદાદિકેશાન્તવર્ણનસ્તોત્ર.
શિવભક્તાનન્દકારિકા.
શિવભુજંગ કે શિવભુજંગપ્રયાતસ્તોત્ર.
શિવભુજંગાષ્ટક.
શિવસદાનીલકંઠસ્તોત્ર.
શિવસ્તુતિ.
*શિવાનન્દલહરી.
શિવષટ્ક.
શિવસ્તોત્ર.
શિષ્યશિક્ષા.
શ્યામલાનવરત્ન.
શ્યામામાનસાર્ચન.
શ્રીચક્રાષ્ટક.
શ્વેતાશ્વતરોપનિષદ્ભાષ્ય.
*ષટ્પદીસ્તોત્ર.
ષડક્ષરસ્તોત્ર.
સંયમિનામમાલિકા.
સગુણવતી.
સંક્ષેપશારીરકભાષ્ય.
સચ્ચિદાનન્દાનુભવદીપિકા પંચપદી-
પ્રકરણટીકા.
સત્યસૂત્ર.
*સદાચારપ્રકરણ.
*સનત્સુજાતીયવિવરણ.
સંધ્યાભાષ્ય.
સંન્યાસકર્મ.
સંન્યાસગ્રહણપદ્ધતિ.
સપ્તમહામ્નાયદશનામાભિધાન.
સપ્તમહામ્નાયિકા.
સપ્તસૂત્ર.

*સર્વવેદાન્તસિદ્ધાન્તસારસંગ્રહ.
સંબન્ધદીપિકા.
સહજાષ્ટક.
*સાધનપંચક.
સિદ્ધાન્તપંજર
સિદ્ધાન્તબિંદુ (?)
સુખબોધિની.
સૂતસંહિતાભાષ્ય (સાયણનું ? )
સોપાનપંચક.
સૌન્દર્યલહરી.
સ્તોત્રપાઠ.
સ્વરૂપનિરૂપણ.
સ્વરૂપનિર્ણય
*સ્વાત્મનિરૂપણ કે સ્વાત્માનન્દપ્રકાશ.
સ્વાત્મપૂજા.
સ્વાત્મપ્રબોધ.
સ્વારાજ્યસિદ્ધ.
હરિનામમાલા.
*હરિમીડેસ્તોત્ર કે હરિસ્તોત્ર.
હરિસ્તુતિ.
હરિહરસ્તોત્ર.
હસ્તામલકસ્તોત્ર કે હસ્તામલકસંવાદ ને ટીકા.
હાલાસ્યાષ્ટક

---

નોંધ—ઉપલી યાદીમાં જે પુસ્તકોની સામે * ફુદડીનું ચિન્હ મુકવામાં આવ્યું છે તેટલાંજ પુસ્તકો શ્રીમચ્છંકરાચાર્ય પ્રણીત છે એવો શ્રીમન્નથુરામશર્માનો અભિપ્રાય છે.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| પ્રસ્તાવના (પૃષ્ટ ૭) | ૪ | જ્ઞાનમૃતિ | જ્ઞાનમૂર્તિ |
| ,, ,, | ,, | ત્યાગમૂતિ | ત્યાગમૂર્તિ |
| ,, ,, | ૧૪ | થયેલ હતો. | થયેલ. |
| પ્રસ્તાવના (પૃષ્ટ ૮) | ૭ | છે. | છે, |
| પ્રસ્તાવના (પૃષ્ટ ૮) | ૧૪ | વાંચકોનું | વાચકોનું |
| ,, ,, | ૧૮ | વાંચકને | વાચકને |
| અનુક્રમણિકા (પૃષ્ટ ૯) | ૧૬ | પ્રણીત કરેલા એમના | પ્રણીત કરેલા એમ |
| પૃષ્ટ ૧૫ | ૭ | ન્યાયમૂતિ | ન્યાયમૂર્તિ |
| ૨૧ | ૮ | મેળવીતે | મેળવી તે |
| ૨૩ | ૬ | શાસ્ત્રોથી | શસ્ત્રોથી |
| ૨૮ | ૧ | કર્યો | કર્યો, |
| ૨૮ | ૫ | દેશો, | દેશો અને |
| ૩૨ | ૫ | સ્વરૂપ | સ્વરૂપ |
| ૩૪ | ૨ | બ્રહ્મવિધા ભરણ | બ્રહ્મવિધાભરણ |
| ૪૩ | ૧૩ | બ્રહ્મજ્ઞાન સ્વરૂપજ છે | બ્રહ્મ જ્ઞાનસ્વરૂપજ છે |
| ૪૪ | ૧૩ | નિચેના | નીચેના |
| ૪૭ | ૧ | શ્રીમચ્છંકરાચાર્ય | શ્રીમચ્છંકરાચાર્યે |

# ઋગ્વેદીય સંસ્કારિકા.

આ લઘુ પુસ્તક સર્વ સનાતન ધર્માવલંબી ભાઇઓને અત્યંત ઉપયોગી તથા અવશ્ય રાખવા યોગ્ય છે. ઋગ્વેદ સંહિતાના દરેક મંડળમાંથી ચુંટી કાઢેલો ઉત્તમ સૂક્તોનો સંગ્રહ શરૂઆતમાં એકત્રિત કરવામાં આવ્યો છે, જેનો ઉપયોગ શ્રાવણીના ઉપાકર્મમાં કરવામાં આવે છે. બિજા વિભાગમાં એકોદ્દિષ્ટ શ્રાદ્ધ તથા મહાલય શ્રાદ્ધ વિધિ, સંકલ્પ તથા સમજુતિ સહીત આપવામાં આવ્યાં છે, અને તેનો કોઈ પણ ત્રૈવર્ણિક પુરૂષ અન્ય કોઇની મદદ વગર સહેલાઇથી ઉપયોગ કરી શકશે. તેમજ ત્રિજા વિભાગમાં અંત્યેષ્ટિ સંસ્કાર વિધિ ષટ્પિંડદાન વિગેરે ગુજરાતી અર્થ સહીત સમજાવવામાં આવ્યાં છે. દરેક ધર્મજીજ્ઞાસુભાઈને આ પુસ્તક ઘણું ઉપયોગિ છે.

**કિંમત માત્ર ૦-૧૨-૦**


પ્રકાશક:

રા. બ. ચંદ્રવિદ્યાનંદ શ્રીકૃષ્ણાનંદ પંડયા.

બી. એ.

રીટાયર્ડ ગવર્મેન્ટ પેન્શનર

સુરત.

પુસ્તક મળવાનું ઠેકાણું:—

નારાયણ મૂળજી બુકસેલર્સ

કાલબાદેવી રોડ ઝવેરબાગ, મુંબાઈ.